# મોહન-માળા.

## પુસ્તક બીજું.

—કાવ્ય—

પ્રયોજક

મોહનલાલ ગરબડભાઇ પંડયા.

વડોદરાકર.



સંવત ૧૯૭૩. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી

મુલ્ય બાર આના.

# પ્રસ્તાવના.

આ અખિલ વિશ્વમાં જેની અદ્રશ્ય સત્તા અખંડ વ્યાપી રહી છે, એવા પરમ કૃપાળુ પરમેશ્વરની પરમ કૃપાથી આ " મોહનમાળા " પુસ્તક બીજું વાંચક વૃન્દના કર કમળમાં અર્પણ કરતાં હૃદયમાં અત્યંત ઉત્સાહ ઉત્પન્ન થાય છે, અને તે એ કેઃ--

" મોહનમાળા " પહેલા પુસ્તકમાં ઇશ્વર સ્તુતિનો વિશેષ ભાગ લઇ તેને ઘડવામાં આવ્યું હતુ, અને આ બીજા પુસ્તકમાં સામાજીક પ્રસ્તાવિક, અને ભક્તિરસ એ ત્રણે વિષયોનો ઉત્તમ રીતે સમાવેશ કરવામાં આવ્યો છે.

આજકાલ જનમંડળમાં કવિતાનો વિશેષ શોખ વધતો જતો જોઇને, આ પુસ્તક પણ કાવ્યમયજ કરવામાં આવ્યું છે. વર્તમાન સમયમાં કહેવાતા સુધારા ( પણ હડહડતા કુધારા ), બખેડા, સ્વદેશ અને સ્વધર્મ પ્રત્યે નિરભિમાનીપણું, ખોટી મ્હોટાઇમાં ખુવાર થવા છતાં સુધારાના હિમાયતી બનવામાં પોતાની બરબાદી કરનાર ડોળ ઘાલુ સુધારકો, અને સંતતિ, સંપત્તિ હોવા છતાં, સંસાર સુખના લોભી વૃદ્ધો ફરી લગ્ન કરવાથી પોતાની અને પોતાનાં સંતાનોની કેવી દુર્દશા કરી મૂકે છે, અને અંતે પ્રભુ સત્યનો સાથી થઇ, તેવા અનાથ બાળકોને સહાયભુત થઇને કેવા ઉંચા દરજ્જે લાવી મૂકે છે, તેનું ખરૂં ચિત્ર આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યું છે.

વાંચક વૃંદને નમ્ર પ્રાર્થના કરતાં મારે જણાવવું જોઇએ, કે આવાં પુસ્તકો રચવાનો હેતુ મારે કવિ કે લેખક તરીકે માન મેળવવાનો નથી. ફકત મારો હેતુ એજ છે, કે મને ખરા લાગતા મારા ઉદ્ગારો જનસમાજને દર્શાવી, બગડવા પર આવેલી સ્થિતિનો કંઈક સુધારો થાય, એમ ધારીને આ હૃદયના ઉદ્ગારો જો જન મંડળને ખરા લાગે અને તેમાંથી જન સમાજ કંઈ પણ લાભ મેળવે. તો આ મારો યત્કિંચિત પરિશ્રમ પ્રભુ કૃપાથી સફળ થયો એમ હું માનીશ.

લી. કર્ત્તા

**મોહનલાલ. જી. પંડ્યા.**

વડોદરાવાળા.

કાર્તિકી શુદ્ધ
પ્રતિપદા.
સંવત ૧૯૭૩.



આ પુસ્તક માટે સર્વમાન્ય મહેરબાન મુંબઇ મ્યુનિસિપલ ગુજરાતી શાળાના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ હિમ્મતલાલ ગણેશજી અંજારિયા એમ. એ. એલએલ. બી. એઓ સાહેબે પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી મને જેજે મદદ કરી છે, અને પોતાના ઉદાર અંતઃકરણથી ખરો અભિપ્રાય આપ્યો છે, તેને માટે હું એઓ સાહેબનો ખરા અંતઃકરણથી આભાર માનુંછું.

આ પુસ્તકના આશ્રયદાતાઓ શેઠ એમદઅલી લુકમાનજી ગુટવાલા તથા શેઠ ઠાકરશી તેજુલીલા અને તેમના સુપુત્ર પુંજાભાઇ ઠાકરશી તથા મારા મિત્ર મોહનલાલ ન્હાનાલાલ પંડયા મ્યુ. ગુ. શાળાઓના ડ્રોઇંગ ટીચર મુંબઇ. અને શુ. નાથાલાલ. કૃ. એમણે જે પરિશ્રમ લઇ આ પુસ્તકના કાર્યમાં કેટલીક મદદ કરી છે, તો તેઓ સાહેબ માટે પણ હું તેમનો આભારી છું.

અન્ય સદ્‌ગૃહસ્થોએ અને મિત્રવર્ગે મને સહાયતા આપી મારા ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી મને ઉત્તેજન આપ્યું છે, તેમનો પણ ઉપકાર માનવા ચુકીશ નહિ.

મારા જ્ઞાતિબંધુ અને વડીલોએ મારી કદર કરી મને જે અભિનંદન આપ્યું છે, તેને હું લાયક નથી. છતાં પણ મારા પર મમતા ધરાવી મારા ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી છે, તેને માટે મારા સ્વજ્ઞાતિ વડીલો અને બંધુઓનો પણ ઉપકાર માનુંછું.

લી. કર્તા

**મોહનલાલ. જી. પંડયા.**

# અભિપ્રાયો.



વડોદરા, તા. ૧૫ સપ્ટેમ્બર સને ૧૯૧૫.

અભિનંદન–પત્રિકા આપના તરફ મોકલતાં અમો સર્વ જ્ઞાતિ બન્ધુઓને અનહદ આનંદ થાય છે અને તે એજ કે આપે જન-કલ્યાણાર્થે તૈયાર કરેલી "**મોહનમાળા**" પદ્યાત્મક શિક્ષિકા જે અમારા હાથમાં આવતાં આપે પ્રેમપૂર્વક મોકલેલી ભેટનો સ્વિકાર કરતાં સાનંદાશ્ચર્યથી જણાવીએ છીએ કે:––આપણી મોટા ચોવીશા જ્ઞાતિમાં સાહિત્યના લેખક તરીકે સુપ્રસિદ્ધ થઇ ગએલા સાક્ષરોત્તમ કવિવર્ય પ્રેમાનંદ ભટ્ટ પછી એ મહાન્ વિષયને હાથ ધરી જે કાર્ય કરવા આપ ઇચ્છા ધરાવો છો, તે અત્યુત્તમ અને વખાણવા યોગ્ય છે. જેને માટે "વડોદરા વર્તમાન" પત્રના અધિપતિ સાહેબે પોતાની વર્તમાન પત્રિકામાં અભિપ્રાય દર્શાવ્યો છે, તે યોગ્ય છે. આ કાર્યમાં આપ સફળ થાઓ અને કવિવર્ય પ્રેમાનંદના ઉત્તમ ગુણોની શ્રેષ્ઠતા આપનામાં આવે એવું અમો સમસ્ત જ્ઞાતિ બન્ધુઓ શ્રીમન્ નંદીકેશ્વર પ્રભુ પાસે સવિનય પ્રાર્થના કરી યાચીએ છીએ. અસ્તુઃ

લી. આપના શુભેચ્છકો અને મિત્રો જ્ઞાતિબંન્ધુઓ.

| | |
|---|---|
| ૧ બાળાશંકર અંબાદત્ત. | ૧ હરિશંકર ધીરજરામ. |
| ૧ હિંમતરામ કુરણાશંકર | ૧ ભવાનીશંકર છોટાલાલ. |
| ૧ ગીરજાશંકર રેવાશંકર | ૧ મૂળજી સોમનાથ. |
| ૧ પ્રાણશંકર મહાશંકર | ૧ લક્ષ્મીશંકર દુર્ગાશંકર. |

૧ પંડયા કાશીનાથ ગરબડભાઇ ૧ રણછોડજી બાળાશંકર.
૧ ધીરજલાલ નિયમાનંદ. ૧ જોશી ગંગાશંકર રેવાશંકર.
૧ અંબાલાલ ગરબડભાઇ ભટ્ટ ૧ મગનલાલ પ્રાણશંકર
૧ મોતીલાલ મણીશંકર વ્યાસ. ૧ મોહનલાલ નાન્હાભાઇ પંડયા. વગેરે

---

વડોદરા—જુલાઇ સને ૧૯૧૫.

કેળવણી માસિકના અધિપતિ સાહેબ પોતાના કેળવણીમાં લખે છે કે "મોહનમાળા"ના કર્તા રા. મોહનલાલ ગરબડભાઇ પંડયા એમણે પોતાના પુસ્તકમાં ઇશ્વર ભક્તિ અને ઉપદેશનાં પદ તથા કવિતાઓ વગેરે લખી છે તે સારી અને બોધ લેવા લાયક છે.

અધિપતિ કેળવણી માસિક.
વડોદરા રાજ્ય.

---

વડોદરા—તા. ૫ જુલાઇ સને ૧૯૧૫.

"મોહનમાળા" આ પુસ્તક તેના પ્રયોજક મી. મોહનલાલ ગરબડભાઇ પંડયા તરફથી અમને મળેલું છે. તેની પોંચ લેતાં ખુશી ઉપજે છે કે: આજકાલ સોનાની જીવલેણ જે મોહનમાળાઓ ધારણ કરવામાં આવે છે, તે ખરી મોહનમાળાઓ નહિ. પરંતુ આ "મોહનમાળા" તેજ ખરી મોહનમાળા છે. આ પુસ્તક વાંચી તે પ્રમાણે વર્તવા--આચરણ રાખવામાં આવે તો ખરેખર શાન્તિ મળે.

વડોદરા વર્તમાન પત્રના
અધિપતિ.

મુંબઈ તા. ૨૭ નવેમ્બર સને ૧૯૧૬

જેમ ભોજનની સ્વાદ પ્રકૃતિ, પ્રકૃતિ પ્રમાણે જૂદી જૂદી રીતે પ્રિય થઇ પડે છે, તેમ કવિતાના આસ્વાદ માટે પણ થાય છે. વાંચકોની જૂદી જૂદી કોટિ પ્રમાણે અને એકજ કોટિના વાંચકોમાં પણ પ્રકૃતિ ભેદ પ્રમાણે કવિતાની કિમ્મત જૂદા જૂદા વાંચકોથી જૂદી જૂદી અંકાય છે; અને તેથી એકને ગમી તે કવિતા બધાને ગમશે એમ તો કહેવાય નહિ, તો પણ 'મોહનમાળા' નો આ ભાગ વાંચતાં મને તેમાં સરળતા અને અમુક પ્રકારની વિશદતા જણાઇ છે, એમ હુ કહું તો તેમાં બહુ મતભેદ નહિ થાય એમ માનું છું. લેખકે પોતાની શંકા સ્પષ્ટપણે જણાવી છે, પ્રશ્નો સીધી રીતે પૂછ્યા છે અને જે કાંઇ કહેવાનું છે, તે સમજી શકાય એવી રીતે કહ્યું છે, એમ મને લાગે છે. તેવા લખાણના વાંચક વર્ગને આ કવિતાઓ પ્રિય થઈ પડે એમ ઇચ્છુંછું.

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.
એમ, એ. એલએલ, બી.
સુપ્રિન્ટેન્ડેન્ટ મ્યુનિ૦ ગુ૦ સ્કુલ્સ.–મુંબઈ.



# *મહાકવિ પ્રેમાનંદના જીવનચરિત્રનો ટુંકસાર.

આ ગુર્જર કવિ શિરોમણી ભટ પ્રેમાનંદનો જન્મ વડોદરામાં સને ×૧૬૩૬ ના અરસામાં થયો હતો, અને તેઓ જ્ઞાતે ચોવીશા બ્રાહ્મણ હતા. પ્રેમાનંદની બાલ્યાવસ્થામાંજ તેમના પિતા દેવલોક પામ્યા હતા. બાદ એમની માતાએ ઘણાં કષ્ટ વેઠી થોડો કાળ ઉછેર્યા પછી તે પણ સ્વર્ગે સિધાવ્યાં. નાનપણથીજ પ્રેમાનંદ બુદ્ધિમાં ચપળ હતા; પણ તેમણે પંદર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કંઇ પણ કર્યો ન હતો. એવામાં રામચરણ હરિહર નામે કોઇ વિદ્વાન સંન્યાસી વડોદરામાં આવ્યા હતા, (તેઓ પાટણના વતની અને નાગર બ્રાહ્મણ હતા, એમ કહેવાય છે.) તેમને ત્યાં પ્રેમાનંદ જતા આવતા થયા. લોખંડને પારસમણીનો સ્પર્શ થતાંજ સૂવર્ણ બને એ સ્વભાવિક છે. તદનુસાર કવિ સંન્યાસીના સહવાસમાં વારંવાર આવવાથી ધીમે ધીમે ઉંચે દરજ્જે આવવા લાગ્યા. બુદ્ધિની ચપળતા અને વિદ્વાન સન્યાસીનો સહવાસ એટલે તેમની બુદ્ધિની ખીલવણી થતાં વાર લાગી નહિ. ટુંક સમયમાંજ સન્યાસી મહાત્માનું મન આકર્ષણ કરી લીધું, અને જ્યારે રામચરણ હિંદુસ્થાનની મુસાફરીએ જવા તૈયાર થયા, ત્યારે પ્રેમાનંદને પણ સાથે આવવા કહ્યું. કવિને એટલુંજ જોઇતું હતું. આજ્ઞા મળતાંજ તેઓ પણ તેમની સાથે મુસાફરીએ નીકળી પડયા. તે દરમીયાન પ્રેમાનંદે સંસ્કૃત સાહિત્યનું સારૂં જ્ઞાન મેળવી લીધું.

---

* સાહિત્ય રત્નમાંથી. × આ સાલ માટે મતભેદ છે.

ઉપરાંત રામાયણ, મહાભારત, અને પુરાણોનું પણ સારૂં જ્ઞાન મેળવ્યું. વળી વેદાન્ત જેવા ગુઢ વિષયમાં પણ તેમણે પ્રવેશ કર્યો હતો. હિંદુસ્થાનની મુસાફરી પુરી કરી આવ્યા પછી પ્રેમાનંદ પોતાના વતનમાં પાછા આવ્યા.

આ વખતે હિંદી ભાષા સર્વમાન્ય હતી. તેથી ઘણા કવિઓ તેમાંજ કવિતાઓ કરતા. પ્રેમાનંદે પણ હિંદીમાંજ કવિતા કરવાનું શરૂ કર્યું. કેટલાક સમય પછી રામચરણ સ્વામી વડોદરે પાછા આવ્યા, ત્યારે પ્રેમાનંદે પોતાની રચેલી કવિતા તેમનેજ બતાવી. ગુરૂ જાતે ગુજરાતી હતા, અને તેમને ગુજરાતી ભાષાનું અભિમાન હતું, તેથી કવિતા હિંદી ભાષામાં લખાએલી જોઈ, તેઓ નારાજ થયા, અને પ્રેમાનંદને કહ્યું, કે તને સ્વભાષાનું અભિમાન નથી, ને પરભાષામાં કવિતા કરે છે, એ ઘણા ખેદની વાત છે. ગુરૂના વચનની અસર આબાદ થઇ અને તેજ ક્ષણે તેમણે પ્રતિજ્ઞા લીધી, કે જ્યાંસુધી ગુજરાતી ભાષામાં કવિતા કરી તેને દીપાવું નહિ, ત્યાંસુધી મારે પાઘડી પહેરવી નહિ. આ દૃઢ નિશ્ચય તેમણે મરતા સુધી પાળ્યો. ધન્ય છે આવા વીર નરને !

પ્રેમાનંદે પોતાનું ગુજરાન કથા વાર્તાઓમાંથી કર્યું હતું. ઉત્તરાવસ્થામાં નંદુરબારના રાજાનું રાજ્યગુરૂપદ તેમને પ્રાપ્ત થયું હતું. કવિતામાં ઇશ્વર સિવાય બીજાના ગુણ તેઓ ગાતા નહિ. રૂઘનાથદાસ નામે એક પૈસાદાર પારેખે એમને કહ્યું, કે તમે કંઇ મારે માટે કવિતા કરો. ત્યારે પ્રેમાનંદે જવાબ આપ્યો, કે કવિતાનું ખરૂં પાત્ર તો એક ઈશ્વરજ છે; માટે ઇશ્વર સિવાય હું કોઈની સ્તુતિ કરતો નથી. કવિએ પૈસો સારો પેદા કર્યો હતો, અને પોતાના મરણ પાછળ પણ સારી

સંપત્તિ મૂકી ગયા હતા. પ્રેમાનંદના ઘણા શિષ્યો અને કેટલીક શિષ્યાઓ પણ હતી. તેમાં વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુંદરજી મુખ્ય હતા. પોતાને કવિ કહેવડાવવાનું માન નહતું. અને કોઇ તેમને "કવિ" કહી બોલાવતું તો તેમને માઠું પણ લાગતું.

પ્રેમાનંદે મહાભારતથી ત્રણ ગણાં કાવ્યો અને અગીઆર સંસ્કૃત નાટકો લખેલાં છે. તેમાંનાં કેટલાંક મળતાં પણ નથી. સત્યભામારોષ દર્શિકા, નળાખ્યાન, તપત્યાખ્યાન, પાંચાળીપ્રસન્નાખ્યાન, વગેરે પ્રસિદ્ધ થએલાં છે. વળી સુદામાચરિત્ર, નરસિંહ મહેતાનું મામેરૂં, અને દશમસ્કંધ, દ્રૌપદીહરણ, વામનચરિત્ર વગેરે આખ્યાનો અને ઘણાં છુટક કાવ્યો પ્રસિદ્ધ છે.

કેવો અથાગ પરિશ્રમ! કવિત્વ-શક્તિનો કેવો અદ્દ્ભુત ચમત્કાર! આટલું બધું લખવું અને તે વળી એટલું રસિક કે જેની રસિકતામાં વૃદ્ધ, યુવાન, અને બાળક પણ વાંચવામાં બસ તલ્લીનજ થઇ જાય! ધન્ય છે એ કવિત્વ શકિતને?

આ મહા કવિ ગુર્જર ગિરાને રસથી રેલાવનાર, સુંદર અલંકાર યુક્ત મહાકાવ્યો નાટકોથી શણુગારનાર, અજ્ઞાન, વિદ્વાન સર્વને કાવ્ય રસ ભેગો જ્ઞાનબોધનો મિષ્ટ રસ પાનાર, વિદ્વાન કવિશ્વર પ્રેમાનંદ ઇ. સ. ૧૭૩૪ માં ૯૮ વર્ષની વયે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સ્વર્ગસ્થ થયા અને તે સાથેજ પોતાની કવિતામાં પ્રાધાન્ય ગણાતા "કરૂણારસને" પણ લેતા ગયા. ધન્ય! ધન્ય! કવિરત્ન પ્રેમાનંદ, તમને હજારોવાર ધન્ય છે!!

લી. કર્તા.

# અનુક્રમણિકા.



## વિભાગ પહેલો.

## વિભાગ બીજો.








જેની દિગંત કીર્તિનો સૂર્યરૂપ પ્રકાશિત પ્રભાવ હજી પણ જેવો ને તેવોજ ચાલુ છે, જેઓ દૃઢ પ્રતિજ્ઞાપાલક હતા, જેના કાવ્યમાધુર્યનું યશોગાન ગુજરાતના એક નાન્હામાં નાન્હા ગામડામાં રહેનાર અજ્ઞાન સ્રીપુરૂષો પણ ગાઇ રહ્યાં છે. વળી જેના કાવ્યરસાલંકારથી મુદિત થઇ, વિદ્વાનવર્ગ હજી સુધી જેમનાં કાવ્યતત્ત્વોનું સંશોધન કરી રહ્યા છે; એવા પ્રભાવશાળી મારી સ્વજ્ઞાતિના બલકે આખા ગુર્જર દેશના સૂર્યરૂપ મહાકવિરત્ન પ્રેમાનંદના અમર નામને પ્રેમાનંદથી આ અલ્પ ગ્રંથ સમર્પણ કરૂં છું.

લી. ગ્રંથકર્ત્તા.

આ
પુસ્તક
તેના કર્તા પાસેથી અગર
જાણીતા બુકસેલરો પાસેથી
રોકડી કીંમતે મળશે.

# મોહનમાળા-પુસ્તક બીજું.

બહારગામ માટે વી. પી. થી મોકલવામાં આવશે.
ચાર્જ લેનારને શિર છે.
પત્ર વ્યવહાર-કર્તાને શીરનામે કરવો.
ઠે. પાંજરાપોળ, મહુબાઇના માળો.
સી. પી. ટંકરોડ
મુંબઇ.
નં. ૪



# મંગળ-પ્રાર્થના.

—शार्दूलविक्रीडित—

**यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतस्तुन्वन्ति दिव्यैस्तवै**
**वेदैस्साङ्ग [illegible]र्गायन्ति यं सामगाः।**
**ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो**
**यस्यान्तं न विदुः सु[illegible]रगणा देवाय तस्मै नमः ॥**

**ભાવાર્થ**—બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર અને મરૂતો, દિવ્ય સ્તોત્રો વડે જેની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ, અંગો, પદ, ક્રમ, અને ઉપનિષદ્ સાથે વેદોથી જેને ગાય છે; યોગીઓ સમાધિ ચઢાવીને પરમાત્મામાં રહેલા મનવડે જેનાં દર્શન કરે છે અને સુદ્ધા સુરગણો જેના મહિમાના પારને પામતા નથી, તે પરમાત્માને હું નમસ્કાર કરૂંછું.



# મંગળ.

—ગઝલ.—

પ્રભુ મંગળ તમારૂં નામ,
મંગળ કામમાં આવો;
ધરી મંગળ ઉરે આશા,
સુલભ કંઈ માર્ગ બતલાવો.
દયા કંઇ દાખવી પ્યાર,
અમારા 'હિંદ' નું મંગળ;
કરો બસ એજ છે આશા,
અમારા 'હિંદ' નુ મંગળ.
બનું કર્તવ્યમાં ઘેલો,
પ્રભુ ? એ યાચના મ્હારી;
સુ મંગળ પુષ્પથી પ્યારા,
કરૂં પુંજા પ્રભુ ત્હારી.

# 'નુતન વર્ષાભિનંદન.'

—હરિગીત.—

દીપોત્સવી દિન વહીગયા, દિન આજ વર્ષ નવીનનો,
આનંદ ઉત્સવ આદરી, આ ઉદય સૂર્ય વધાવીલ્યો;
અમ દેશની ઉન્નત દશા થઇ હુન્નરો વધતા રહે,
વિદ્યાવડે લક્ષ્મી વધારી, ઐકય ઉજવળતા ચહે.
સન્માર્ગ સંશોધન કરી, સુવિચાર જન સાધે સહુ,
આપી અપાવી અન્યને, સૌજન્યતા દાખે સહુ;
સાધે સધાવે સાધના, નિજ ધર્મમાં દ્રઢતા રહે,
એવા ઉપાયો દ્યો વિભુ મમ ચિત્ત ચિંતન એ ચહે.



# "જાગૃતિ!"

## —ગઝલ.—



પથારી પાપની ત્યાગી, પ્રભુજી આજ જાગું છું;
ભ્રમણુતા મોહની ભાગી, ચરણુમાં સ્થાન માગું છું
પ્રવૃત્તિમાં તમો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
લીધી નિદ્રા ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો છું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
વિસારી કર્મની ધારા, વહાલી કાર્યની ધારા;
ક્ષમા સૌ પાપની પ્યારા, પડીને પાય માગું છું.
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષડ્વિકારોએ;
જગત નાવિક મળ્યા જ્યારે, તરીને પાર પામું છું.
બન્યો પાપી નકારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી પાય લાગું છું.
ભણી કંઇ શુદ્ધ મંત્રોને, રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયના પ્રેમ મંત્રોને, સ્વિકારો એજ માગું છું.
ભલો બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બનીને પૂર્ણ પ્રેમી હું, હવે ધર્માનુરાગી છું;



# " મૂરખાઈમાં ??? "

## —ગઝલ-હરિગીત—



આ દેહ દીધો ઇશ્વરે જાયે નહિ મૂરખાઇમાં;
સંભાળી જત્ન કરો તમે જાયે નહિ—મૂરખાઇમાં. ૧.

અમૃત મળ્યું નિજ હાથમાં બેઠા જઇ વેળુ વિષે;
ઝોકે ચઢયા પ્યાલું પડયું, ઝોકે ચઢયા—મૂરખાઇમાં. ૨.

કાગળ તણી હોડી કરી, તરવા ચહે ઉદધી બધો;
પણ શી રીતે જાશો તરી, એ કામ સૌ—મૂરખાઈનાં. ૩

આળસ અતિશય રાખીને ધંધો કરે જખ મારવા;
"મહેનત અને મુડી ગઇ" રોશો પછી—મૂરખાઇમાં. ૪.

તેં ખીર ખાંતેથી કરી, ખાવા અતિ ઉલ્હાસમાં;
માંજાર મોં ઘાલી જશે ઢંકયું નહિ—મૂરખાઇમાં. ૫.

જો બાળપણ એળે ગયું, જુવાની જાશે પલકમાં;
વૃદ્ધાપણું ઝટ આવશે, ખોશો બધું—મૂરખાઇમાં. ૬.

રે! માન વેળા જાય છે, જાતી ફરી તે ના મળે;
પસ્તાવ પાછળથી કરે, એ મૂળ છે—મૂરખાઇનાં. ૭.

જે બાળ વિદ્યાના ભણ્યો, યુવાન થ  શું આચરે ?
 ચોરી જુગોરી પેટને માટે કરે—મૂરખાઇમાં. ૮.

છે દ્રવ્યનાં પુંજો ઘણા, ભંડાર ધનથી બહુ ભર્યા;
 ખાંતે ન ખાધું ખરચીયું, પુન્યે વૃથા—મૂરખાઇમાં ૯

ખેતર ઘણાં પાદર ઘણાં, વરસાદ રીત ભલો પડે;
 ના વાવતા કંઇ બીજ, ભૂખે તે મરે—મૂરખાઇમાં. ૧૦.

ગર્ભે હતા કંઇ કોલ તારા, રે ! પ્રભુ સાનિધ્યમાં;
 કરમો પછી અવળાં કરી, નરકે પડે—મૂરખાઇમાં. ૧૧.

સંસાર જંગલમાં દિસે બહુ ઝાડ કાંટા ઝાંખરાં;
 ના હાથ પંજેટી* હશે તો, રો પછી—મૂરખાઇમાં. ૧૨.

રે ? જીવ જન્મી શું કર્યું ?, ભાથું ભરી લે સાથમાં;
 મુસાફરી મોંઘી થશે, દુઃખડાં સહે—મૂરખાઇમાં ૧૩.

" પરમાર્થના કંઇ અર્થમાં, ખરચે જીવન પોતાતણું."
 " છે ધન્ય તેની જીંદગી, ના કથે કો—મૂરખાઇમાં." ૧૪.

જીવન ઝબુકે જાય છે, જયમ વાદળે વીજળી જતી;
 "મોહન" કથે ના વ્યર્થ કાઢો જીંદગી—મૂરખાઇમાં. ૧૫.



* પંજેટી=ઘાસ ખેંચી કાઢવાનું લાકડાનું હથિયાર.

# "જાએ સમય સૌ કામનો."

—હરિગીત.—



ગુમાવીયું સૌ બાળપણ, ખાંતે રમીને ખેલમાં,
યૌવન તણું સુખ ભોગવે તાંતે ઉકળતા તેલમાં,
દિન રાત ગોરીના ગુણો ગણુવાથીં શું જાશો તરી?
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૧.

ધંધો કરી ધન મેળવી ભંડારમાં ભેગું કર્યું,
કાયા તવાઇ જેહુમાં કલ્યાણુ તેનુ ના કર્યું;
મિથ્યા કમાણી તેહુની પરમાર્થમાં પઇ ના ધરી;
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૨

આ દેહ દીધો ઇશ્વરે ખરચાઈ જાશે સ્વલ્પમાં,
મુસાફરી મોઘી થશે મોટાઇ રહેશે જલ્પમાં;
વિચાર કંઇ કરતો નવા પણુ કાળથી તું રે' ડરી,
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૩

સંસારના સૌ રંગમાં તરબોળ થઇને શું ફરે,?
છે તેલ એ સૌ ગ્યાસ લાગે એક ચનગારી પડે;
ના વાર કંઈ છે રે? જુઓ વા વાય તોફાનો કરી,
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૪

આરાધના કર ઇશની જો વહાણ ભરદરિયે જતું,
તોફાન વાનું થાય તેમાં ઝાપટું વેગે થતું;
"હા ! દૈવ હાવે શું થશે ? આવી ઉગારો શ્રીહરિ,"
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૫
"પોકાર ને હોકારથી શું કામ તારૂં થાય છે ?"
"અગ્નિ બધે સળગ્યો પછી કૂવો ખણે શું થાય છે ?"
"ચોરી ગયા ધન તસ્કરો બુમ રા'ડ પાછળ છો પડી ?"
જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી. ૬
"વિશ્વાસ રાખી ઇશનો હરનિશ જો આરાધિએ,"
"સંકટ સહુ વેરાય ને ઝટ મોક્ષ દ્વારે વાધીએ;"
"આ દેહ મનુષ્યા ના મળે "મોહન" સધાએ શ્રીહરિ;"
"જાએ સમય સૌ કામનો ના હાથ આવે તે ફરી" ૭



# "ન્યાય કે અન્યાય?"

—ગઝલ.—



કરૂં કંઇ પ્રશ્ન જો પ્યારા, હૃદયમાં રોષ ના ધરશો.
તુલા તેની કરી પૂરી, કહેજો—ન્યાય કે અન્યાય ? ૧
બનાવી નાર ને નરનાં પ્રભુએ જોડલાં કીધાં,
ખરાં હકદાર છે બન્ને કહો એ—ન્યાય કે અન્યાય ? ૨

પુરૂષને યુવતી વહાલી, સજોડી પ્રેમ—રસ વાળી,
 વરાવે વૃદ્ધ બાળાને કહો એ—ન્યાય કે અન્યાય ? ૩
વળે વ્યભિચારને રસ્તે, કરે છે કાંમ કંઇ કુડાં,
 ગુમાવે શાખ પોતાની કહો એ—ન્યાય કે અન્યાય ? ૪
કુટિલતા નિત્ય કરવાનું ચહે છે ચિત્ત ચતુરાનું,
 કહો એ પાપ છે કો'નું કહો એ—ન્યાય કે અન્યાય ? ૫
કરે છે બાળ હત્યા કંઈ કરે છે આત્મ હત્યા કંઇ,
 અરે ? કાયા[1] ગળી કંઇની કહો એ—ન્યાય કે અન્યાય ? ૬
લઇને પુત્રિના પૈસા દીએ છે દાનમાં કન્યા,
 ખરૂં શું દાન એ ખપશે ? કહો એ—ન્યાય કે અન્યાય ? ૭
પશુ પણ પ્રેમથી જોતાં અરે ? નિજ પ્રેમીં સંતાનો,
 મનુજમાં એ વધુ ખામી, કહો એ—ન્યાય કે અન્યાય ? ૮
પિતા પુત્રિ ભણાવે છે રૂડુ કંઇ જ્ઞાન મેળવવા,
 જીગરને[2] પત્ર પાઠવવા ? કહો એ—ન્યાય કે અન્યાય ? ૯
ભણીને ભૂલતી ભોળી, લુભાઇ અલ્પ સુખ લે'માં,[3]
 પડે પસ્તાય દુઃખ ત્યારે કહો એ-ન્યાય કે અન્યાય ? ૧૦
બિરાદર[4] આપણો હોએ કુટિલતા અંતરે રાખી,
 કરે વ્યભિચાર ઘર ફાડી કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૧

---

૧ કાયાગળી=ક્ષયરોગથી ઘસાઈ જવી. ૨ જીગર=પ્રાણથી પણ વહાલો. ૩ લેહે=આનંદ. ૪ બિરાદાર=દોસ્ત.

કરીને મિત્રનો દાવો ફસાવે તેહુની વૈરી,
  કહો એ મિત્રતા કેવી ? કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૨
દીધું છે વારી, પય પીવા છતાં જઇ નર્ક મુખ બોળે,
  દિવાના કે પછી અંધા કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૩
પુરા જ્ઞાનિ બની પોતે કરે જો નીચના ધંધા,
  મનુષા દેહુ પણુ ગદ્ધા કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૪
ગણે છે ભ્હેન વત્ પોતે રમે છે જારબાજી[1] કંઇ ?
  અધમતા આદરે કેવી કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૫
હુશે માતા હુશે ભગની હુશે નારી વ્યભિચારી,
  કહો કંઇ દિલ દુખાશે કે ? કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૬
પ્રભુએ જગતમાં દીધો પુરો આ દેહુ માણુસનો,
  છતાં પશુવત્ થઇ ફરવું કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૭
બિચારી રાંક છે જાતિ પશુ પંખી તણી ભાઇ,
  છતાં કંઇ કત્લ તો થાયે ? કહો એ—ન્યાય કે અન્યાય ? ૧૮
પ્રભુનાં આપણે બચ્ચાં સૌને આપવત્ ધારો,
  ન જોશો કંઇ કુદૃષ્ટિમાં અરે ? છે ન્યાય, ના અન્યાય. ૧૯
પ્રભુએ નેત્ર તો દીધાં નિહાળી ચાલવા ભાઇ,
  છતી આંખે બને અંધા કહો એ—ન્યાય કે અન્યાય ? ૨૦
રિવાજો જ્ઞાતિના કંઇ કંઈ અરે કંઈ મેં નવા દીઠા,
  છતે વૈરે ફરે વાંઢા કહો એ—ન્યાય કે અન્યાય ? ૨૧

---

૧ જારબાજી=વ્યભિચાર.

પડી છે લક્ષ્મી નિજ પાસે છતાં કંજુસતા ધારે,
  રચ્યું છે કોણને કાજે કહો એ—ન્યાય કે અન્યાય ? ૨૨
જુવાની જર છતાં પાસે ન આવે કામ પર કાજે,
  જીવન જાએ વિના વ્યાજે કહો એ—ન્યાય કે અન્યાય ? ૨૩
કરે ઉપદેશ ગીતાનો બનીને પંડિતો મ્હોટા,
  છતાં પોતે પડે ખોટા કહો એ—ન્યાય કે અન્યાય ? ૨૪
સ્વધર્મે આપ ચાલીને, સુરસ્તે અન્યને લાવો,
  સ્વજન સમ સર્વને ભાળો, ખરો એ ન્યાયનો દાવો. ૨૫
સમય આ કાળનો જોઇ સમયની બારિકી જોઇ,
  કહે "મોહન" ભલા બંધુ કહેજો—ન્યાય કે અન્યાય ? ૨૬



## "આ હિંદને પડતી દશાથી રે પ્રભુ સંભાળજો."

—હરિગીત—



હે ? દેવ જગદાધાર મારી વિનતી ઉર ધારજો,
  આ ભાર્તભૂમિ બાળ કેરાં કષ્ટ સઘળાં કાપજો;
ધનધાન્યની વૃદ્ધિ કરી સુખ, સંપ, જંપ વસાવજો,
  આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૧
દેશોન્નતિના કાર્યમાં કર સ્હાય શ્રીલક્ષ્મીપતિ,
  હુન્નર વધે કંઇ નવનવા આબાદ થાયે તે અતિ;

વિદ્યા કળાના સૂર્યનો સુપ્રકાશ સૌને આપજો,
આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૨

આધાર છે ના હિંદને ખોરાક ભાથું લઈ ગયા,
હુન્નર હતા ભરપૂર પણ ઘસડાઇ દુર દેશે ગયા;
ભીખારવાની હાલતે ભટકી કહે અન્ન આલજો ?
આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૩

દેશી તણી ફરિયાદ કો ના કાન માંડી સાંભળે,
તકરાર જો કરવા ચહે તો કાન ઝાલી આમળે;
છો 'જગત તારણહાર' બુડતા હિંદને ઝટ તારજો;
આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૪

કારીગીરીનાં કામ જો હિંદી કદિ કરવા ચહે,
"ના પાસ એ સૌ કામ છે" કહેવા જનો તત્પર રહે;
ઉમંગ ઉર વાધે નહિ સૌ નષ્ટ છે શુભ લાલચો,
આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૫

પૂર્વજ હતા બળવાન ના તાકાત જેવું કંઇ રહ્યું,
વૈભવ અને સુખ લ્હેરમાં સૌ જોર જાએ છે વહ્યું;
પર હસ્તથી સુખ માણવા બુદ્ધિ વિભુ ના આપજો,
આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૬

સાધન વધે જેમ સુખનાં આળસ વધે આ દેશમાં,
લક્ષ્મી બધી જાએ વહી બાકી રહ્યું ના શેષમાં;

નિર્ધન દશા આવી અરે! સંતાપ તાપ સમાવજો,
  આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાળજો. ૭
ઝાહોજલાલી હિંદની છે ફક્ત ખેતી કામથી,
  એ માત જેનું મૂળ છે ના રક્ષતું કોઈ હામથી;
આબાદી જો ચાહો તમે "મોહન" કથે ગો[1] પાલજો,
  આ હિંદને પડતી દશાથી રે પ્રભુ ? સંભાંળજો. ૮



# "પ્રભુ પ્રસન્ન કેમ થાય?"

## પદ.



પ્રભુ તને પ્રસન્ન તે એમ થાયે;
  જો કપટ રહીત મન થાયે—પ્રભુ તને.
કિર્તન કર નિત ભાવ ધરીને આળસ દૂર કરીને;
  માથા ફોડી ફોગટ કર મા કાળથી નિત્ય ડરીને પ્રભુ. ૧
પ્રભુ પુજન કર પ્રિત થકી આ કાયા માન મૂકીને;
  રમત ગમત સૌ દૂર કરી ભજ શ્રીહરિ સાથ મળીને. પ્રભુ. ૨
શરીર રક્ષણ દૂર કરી ઘસ ચંદન ભાવ ધરીને;
  ભાંગ મશાલો ભૂલી જઈને સ્નેહથી માળ ધરીલે. પ્રભુ. ૩

---

૧ ગો=ગાય.

એકાદશી ઉત્સવનાં જાગ્રણ ઉમંગથી જો કરીએ.
રંગરાગ મિથ્યા મન સમજી રટણ હરિનું કરીએ. પ્રભુ. ૪

ભગતજનો જો ઘેર પધારે પ્રભુ સમાજ ગણીલે;
ભાવ ધરી નિત ભોજન આપી અંતર પાઠ ભણીલે પ્રભુ. ૫

સગાં સંબંધી છે સૌ મિથ્યા સંતોષે શું થાશે; ?
મૂષક[1] માફક કરડી કરડી અંત વગોણાં ગાશે ? પ્રભુ. ૬

સદ્ગુરૂની નિત સેવા કરતાં ભવબંધનથી મુકાશો;
સ્વારથીયું છે ઘર આ તારૂં ક્લેશ થકીજ ઝુકાશો પ્રભુ. ૭

ખોટાં મોતી કાચકીડિઆં કર અર્પણ સ્ત્રી તનને;
ભગવતને ધર ભૂષણ ભારે મણી મુક્તા જર તનને. પ્રભુ. ૮

સ્નાન કરી તન શુદ્ધ કરે નિત ધ્યાન ધરે ત્રિભુવનનું;
દયા ધરમ જીવરક્ષણ મોટું ભલું કરે પરજનનું. પ્રભુ. ૯

પ્રભુ તણા જે હોય કાયદા ભાવ ધરી નિત ભજીએ;
અન્ય જનોને શિક્ષણ દેતાં આપ કુલક્ષણ તજીએ. પ્રભુ. ૧૦

અંતર કપટ વિસાર પ્રભુનો હૃદય વિષે ડર રાખી;
કહે 'મોહન' તુજ મોક્ષગતિ કર પ્રભુભજન રસચાખી. પ્રભુ. ૧૧



૧ મુષક=ઉંદર.

# " ધનવાનનો ધર્મ "

—ગઝલ.—



અરે ! ઓ ! લક્ષ્મીના લોભી ખરો શું ? ધર્મ તારો છે !
સરે કંઇ અર્થ બીજાનો [1]ધની એ ધર્મ તારો છે. ૧

કમાણી આપની ખરચો પરાઈ આપદા ટળવા,
દુઃખીનાં દુઃખને દેખી કરો મન દામ વાપરવા. ૨

મુસાફર મંદિરો જૂનાં સુધારો પ્રેમ આણીને,
દવા દો દર્દિને દેખી ખરો એ ધર્મ જાણીને. ૩

નથી જે ગ્રામમાં વારી નવાણો નીરનાં ગાળો,
નથી જયાં ચીજ વ્યાપારી સ્થપાવો યંત્રશાળાઓ. ૪

નથી જે વસ્તુમાં ખામી દિલોજાની બતાવો છો,
[2]ધરાયે—કંઠભર તોએ હજુ તેમાં નખાવો છો. ૫

જઇને દેશ પરદેશે નવા કંઇ હુન્નરો લાવો,
હજારો લોકની રોજી ખુલે એ માર્ગ બતલાવો. ૬

" લઇ ગાડી અને લાડી આહા ! વાડી વિષે ફરવું ?
" અમોને શોખ પ્યારો છે નથી કંઇ અન્ય આચરવું ? ૭

---

૧ ધની=ધનવાન. ૨ ધરાય=પુરૂ ભરાય. કંઠભર=પુરેપુરૂ.

અરે ! આશું વદો ? વાણી ખુવારી થાય છે જેથી,
  લુટાવો આપની દોલત કહો કંઇ ફાયદો તેથી ? ૮
હજુ કંઇ ચેતજો પ્યારા, નકામા એ વિચારો છે,
  થશે ખ્વારી પુરી ધનની કહે સૌ જન "બિચારો છે." ૯
જશે નાણું જપત થાશે અગર ચોરો હરી જાશે,
  કંઇ વ્યભિચારમાં જાશે પુરૂં કંઇ અગ્નિમાં થાશે. ૧૦
રૂડા કંઇ માર્ગને શોધો સુધારો ધર્મનો કરવા,
  કહે "મોહન' મનોવૃત્તિ ચલાવો દેશ સુધરવા. ૧૧



# "મોટાઇ મેળવી શું કર્યું??

## ગઝલ—સોરઠી (હરિગીત).



નિજ દેશના કલ્યાણકારી કાર્યમાં કર ના ધર્યો,
  છે વ્યર્થ સૌ સામર્થ્ય તેનું દાન પૈસો ના કર્યો;
વિદ્વાન થઇ વિદ્યા તણું ના દાન દેશાર્થે કર્યું,
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું ? ૧
લક્ષાધિપતિના લક્ષ્યમાં ગરીબાઇ ક્યાંથી આવશે,
  રખડે બિચારા ભૂખથી કંઇ દયા મનમાં ના વસે;
ધિક્કાર છે એ દ્રવ્યને ઢાંકણુ દીધું ના ચીથરૂં,
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું ? ૨

ધર્મોપદેશક તું થઇ ના બોધ બીજાને કર્યો,
  અવતાર પર ઉપકારનો તે વ્યર્થ જાએ છે વહ્યો;
મોટાઇ મેળવવા ઘણા ઉપાય યોજે ના વર્યું ?
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું ? ૩

મોટાઇ છે શશિ સૂર્યની પરમાર્થ જીવન ગાળતા,
  આ જગતનું જીવન બની સુપ્રકાશ પોતે આપતા;
દિન રાત ભટકી ભાવથી અર્પણ જીવન જેણે કર્યું,
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઈ મેળવી શું કર્યું ? ૪

આ જગતમાં જનમી ઘણાં ક્લેશી કુકર્મો તેં કર્યાં,
  સંસારનાં જુઠાં સગાંનાં પેટ પ્રેમે તેં ભર્યાં;
સંતોષ ના લાવ્યો તને પણ અંતમાં સૌ રે' પડ્યું;
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું ? ૫

રે! મૂર્ખ મનવા માનમાં મગરૂર થઇને શું ફરે ?
  નહિ ધ્યાન ધરણીધર તણું ધરવા કદાપિ મન કરે;
છે અલ્પ જીંદગાની જુવો સરજાઇ સાધન શું કર્યું ?
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઈ મેળવી શું કર્યું ? ૬

ઇન્સાફ ઇન્સાનો તણા કાજી બની કરવા ગયો,
  પણ અંતના દરબારમાં કો સાક્ષિ તારો ના થયો;
વ્યવહાર જગનો જો તપાસી બાકીમાં શું ઉગર્યું ?
  છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું. ૭

જગમાં ઘણા જશ ખાટવા દિનરાત મે'નત તેં કરી,
અથડાઇ માથાફોડ કરતાં પ્રાપ્તિ ધનની તેં કરી;
ખાધું નહિ ખરચ્યું નહિ ઉપકાર કર્મ ન આદર્યું;
છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું. ૮

પરમાર્થ કામોને કરી મોટાઇ મેળવ માનવી,
કલ્યાણ થાશે તોજ તારૂં રીત છે જો આ નવી;
સુખીઓ થવા સંસારમાં "મોહન" કથે તેં કંઇ કર્યું ?
છે વિશ્વમાં તું અલ્પ જીવ મોટાઇ મેળવી શું કર્યું ? ૯



# "ચાલુ જમાનો"

—ગઝલ.—



અરે ફેશન તમારી ફાંસમાં શું હિંદ સપડાયો ?
હતા સો શેર મસ્તાની થયા હાથે ગરીબ ગાયો. ૧

ફરે છે શ્વાનની પેરે પટા કંઇ કંઠમાં ધરતા,
લગાવી નેકટાઇને સ્વહસ્તે ફાંશી દઇ ફરતા. ૨

છતી છે જિંદગી તોએ ચિરૂટ લઇ અગ્નિ મુખ ધરતા,
છતી આંખે બની અંધા યુવાનો ચશ્મ વાપરતા. ૩

તજીને હેમની ચ્હોંચી ધરે ઘડીઆળ ફેશનમાં,
વધારો તેહનો ભાઇ ? થયો છે આ જમાનામાં. ૪
શિરે છે બાલના ભારા નહિ કંઇ ભાર જેનો છે ?
નિશાની હિંદુની શિખા વધારે બોજ તેનો છે ? ૫
અહા ? ના ભાવતું ભોજન બનેલું હોય જે ઘરમાં ?
પુરણ સંતોષ દિલ ત્યારે લગાવે હાથ હૉટલમાં. ૬
નહિ ભોજન ભલું ઘરનું રસીલું હોય હૉટલમાં,
નથી સ્વાદિષ્ટ ઘર પાણી ભલો છે સ્વાદ બૉટલમાં. ૭
"અહા ! ભાજી અને ભજીયાં મઝા પુરી કચોરીમાં,
ભલે માથું કુટે બૈરી ? ન આવે તે રસોઇમાં. ૮
જમોછો તે રકેબીમાં જમે છે અન્ય જન જેમાં,
કુધારો કે સુધારો છે ? રહે શો ? ધર્મ રે એમાં. ૯
ભરાયે જ્ઞાતિનો મેળો ખપે ના અન્ય પર જ્ઞાતિ ?
બિરાજો હૉટલે જઇને તપાસો કોણ ? ત્યાં જાતિ ? ૧૦
પુરાતન વાહનો ખોઇ ખરીદી મોટરો મોટી,
ભયંકરતા ભરાઇ તો નથી બાકી જરા રહેતી. ૧૧
અરે ! ફેશન ! ડુબાવ્યા તેં ઘણા હિંદુ તણાં નામો,
કહે "મોહન" અતિ [1]ઉત્પાતનાં છે એ અરે ! કામો. ૧૨

---

૧ ઉત્પાત=તોફાન.

# "ચિંતા"

## ( દુનીઆ સારી છે ફરેબી તારી શુદ્ધિ ક્યાં ગઇ? )



ચિંતા દીધો તેં ફસાવી જુઠી તારી છે સગાઇ (૨)
નિત નિત નૌતમ નાચ નચાવે જબર જંગ તું થઇ
સ્થાવર જંગમ જડ ચૈતનમાં નેમ[1] લગાવી રહ્યોં—રે.
ચિંતા નેમ લગાવી રહ્યોં—ચિંતા દીધો તેં૦ ૧
વળગે દુશ્મન જયમ આ દેહે તેમ દબાવી દઇ,
તિક્ષ્ણ ધાર તરવાર ગ્રહીને હૃદય ભુકાવી ગઇ રે
ચિંતા હૃદય ભુકાવી ગઇ રે—ચિંતા દીધો તેં૦ ૨
ત્રાસ ઘણો તારો છે જગમાં ખાલી ઠામ ન કંઇ
કરવત સમ કાપે છે તારા અક્ષર બે જંઇ તંઇ રે,
ચિંતા અક્ષર બે જંઇ તંઇ રે—ચિંતા દીધો તેં૦ ૩
ચિંતા ચિતા સમાન તું છે ફરક બિંદુનો સઇ[2]
મરણ પછી બળવું ચિતામાં જીવતાં અગ્નિ થઇ રે
ચિંતા જીવતાં અગ્નિ થઇ રે—ચિંતા દીધો તેં૦ ૪
લંપટ તેં લલચાવ્યા લોભી માન આબરૂ ખોઇ
એ રોગે સપડાલા જે જન જીવ કાઢતા રોઇ રે
ચિંતા જીવ કાઢતા રોઇ રે—ચિંતા દીધો તેં૦ ૫

---

૧ નિયમ. ૨ સહી=નક્કી.

ઘર, તન, ધન, તનયા, ચતુરામાં રમે સજન ચતુરાઇ
કહે " મોહન " કર ભગવત્ ચિંત્વન જે અંતે સુખદાઇ
ચિંતા એ છે રે સુખદાઇ રે—ચિંતા દીધો તેં० ૬



# " જો ઈષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચય થશે. "

—હરિગીત.—



શિક્ષણ કથે જન સ્નેહથી પણ બોધ લવ લે ના કશો
સંબંધ છે જ્યાં મિત્રનો ત્યાં દ્વેષ દાવો દિલ વસ્યો.
જ્યાં જોર દુર્બુદ્ધિ તણું સુવિચાર ક્યાંથી આવશે ?
જો ઇષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચેં થશે. ૧

વૃત્તિ વધે છે પાપની વાધે પ્રવૃત્તિ તેહમાં
પરપંચ પરનિંદા અને પરદ્રવ્ય આણે નેહમાં
વિકાર મન વાધે ઘણો મન જાય દોડ્યું તે વિષે
જો ઇષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચેં થશે. ૨

ચાહે અતિશય ક્લેશ કરવા દ્વેષ દિલ વાધે ઘણો
ના ધૈર્ય છે અંતર વિષે આવે દુઃખો દિન આપણો

દુષ્કર્મથી ઘેરાઇને અંતે અરે ! નર્કે જશે
જો ઇષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચે થશે. ૩
મોટાઈ ને નિજ માનનું છે ભાન ના અંતર વિષે
નામર્દ થઇને નાચતો નર, નારીના સ્નેહજ વિષે
આવે નહિ આચાર ના શુદ્ધ તે કદિ ભવમાં થશે
જો ઇષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચે થશે. ૪
વિદ્યા કળા ના સાંપડે ના રામ નામ ન સાંભરે
મિથ્યા જીવન જાએ વહ્યું અવળાં કરમ તે જઈ કરે
ભરમિષ્ટ ચિત્ત જો ના કરે "મોહન" કથે સુખીયો થશે
જો ઇષ્ટ વાંકો હોય તો અવળી મતિ નિશ્ચે થશે. ૫

## ગરજ વિષે.

### —લાવણી.—

( ક્યાં ગયોરે પેલો મોરલી વાળો. )

ગરજ ગરજ ને ગરજ જગતમાં, ગરજ તણી ગત ન્યારીરે
છે આ જગ સૌ ગરજે *ગીરવી મુક્ત કરો મોરારીરે. ગરજ. ૧

* ગીરવી=સાનમાં=ધરાંણે મૂકેલું.

જુવો પુત્ર કુપાત્ર હશે પણ પિતા પ્રસંશા કરશે રે
મરણ પછી નિજ તારનારની અગણીત આશા ધરશેરે. ગરજ.૨

માત, ભ્રાત, ભગિની, સૌ મિત્રો ગરજ થકી બંધાયાં રે,
સ્વાર્થિ જગતની ભૂખ ભાગવા મહા પ્રેમથી ધાયા રે. ગરજ. ૩

કૃષ્ણ મથુરાં જન્મ લીધો પણ ગોકુળ જન્મ કહાવ્યો રે,
અકળિત રચના રચી પ્રભુએ દેવકી બંધ છુડાયો રે. ગરજ૦ ૪

પૂર્વજન્મનું વૈર વાળવા ભાણેજ હણીયો હાથે રે,
દેવપતિ દાસત્વ સ્વિકારી અર્જુનનો રથ હાંકે રે. ગરજ૦ ૫

રામે જઈ ગઢ લંક ગજાવ્યો સુગ્રીવ મિત્ર બનાવ્યો રે,
ગરજ હતી સીતાને લેવા ગરજે ઘાણ[1] ઘલાવ્યો રે.ગરજ૦ ૬

ગરજ તણી બલિહારી જગતમાં મુછના અંકર[2] નમાવ્યા રે,
મહા સમર્થ હતા પાંડવ પણ ગરજે ગુપ્ત રખાવ્યા રે. ગરજ૦ ૭

ગરજે જોગી ભગવાં પહેરે ગરજે જોગી જપતા રે,
ગરજે જતિના હાથ તુંમડાં ગરજ પતે સૌ ખસતારે. ગરજ૦ ૮

સાધુ કે સંન્યાસી હો' પણ ગરજ પેટની ભરવા રે,
હરદમ હરિનું ધ્યાન ધરે પણ ગરજ પતેપરહરવારે. ગરજ૦ ૯

ગરજ જુઓ છે જાત નારીની પૂર પરાક્રમી દીઠી રે,
આ અવનિમાં અવર વસ્તુઓ ગરજ સમી નહિ મીઠીરે.ગરજ૦૧૦

---

૧ ઘાણ ઘલાવ્યો–ખરાબી કરાવી. ૨ આંકડા.

ગરજે ગર્ધવ[1] કાકો કહીએ ગરજે દુ:ખ સૌ સહીએ રે,
કુત ભુંડાં સૌ થાય ગરજથી ગુપચુપ બેસી રહીએ રે. ગરજ૦ ૧૧

ફરે આફ્રિકા અમેરિકામાં જઇ કોલંબે રહેતા રે,
તજી વતન ઘરબાર કુટુંબી ગરજથકી સૌ ફરતા રે. ગરજ૦ ૧૨

રોગી ઔષધ વૈદ તણું લઈ રોગ મુક્ત થઇ જાશે રે,
ઉધાર પૈસા પછી આપતાં વૈદ શત્રુવત્ થાશે રે. ગરજ૦ ૧૩

દેવ દાનવો લડયા પરસ્પર ગરજે અમૃત પીધાં રે,
મોહિની રૂપ ધર્યું મોહનજી કપટ કરી શિર લીધાં રે.ગરજ૦ ૧૪

મહા બલિષ્ટ હશે નર તો પણ નારી નયન નિહાળી રે,
પાણીથી પણ બને પાતળા ગરજ તણી બલિહારી રે. ગરજ૦ ૧૫

ગરજે શેઠ તણો પણ ઠપકો સહન કરે ગરજાળુ રે,
પડે ખાસડાં શિરપર તોએ ગરજ વિષે અંધારૂં રે. ગરજ૦ ૧૬

ગરજ હસાવે ગરજ રમાડે ગરજે દુ:ખ સૌ સહીએ રે,
ઘર ઘર ગરજ તણી છે ખપતી ખોળે હાથ ન આવે રે. ગરજ૦૧૭

શ્રીપતિ મુજપર કૃપા કરીને ગરજ દુ:ખ મમ હરજે રે,
કહે "મોહન"એ ગરજ આવતાં મુક્ત મને તું કરજે રે. ગરજ૦૧૮



---

૧ ગર્ધવ–ગધેડો.

# "દલાલીના વકીલોને!!"

—ગઝલ.—



અહો જગદીશ દિલ દઇને સ્વિકારો આ દલિલોને[1]
સુધારો કંઇ સમજ આપી—દલાલીના વકીલોને? ૧
ચહે ખોરાક દિનરાતે લુખુ ના ભાવતું ભોજન?
મરે ભૂખે મળે ઓછું--દલાલીના વકીલોને? ૨
કરી વ્યાપાર કાળાનો સફેદી ક્યાં સુધી રે'શે?
મીઠી જે વાસ પુષ્પોની—ન આવે તે કલાલોને? ૩
દલાલી કોલસે દેખી મળે છે લાભ કાળાનો
પડે છે નેત્રથી ટીપાં--દલાલીના વકીલોને? ૪
બનીને આંખથી અંધા કર્યા છે કંઇ અવળ ધંધા
બગાડો દેશની અંદર કરી ખામી ખમી લોને. ૫
દલાલી દેશમાં પેઠી ભગાવ્યાં[2] કંઇક ઘરબારો
છતાં કંઇ લાજ તો નાવે--દલાલીના વકીલોને. ૬
વટાવી નોટ કન્યાની? લઇને પેટ ભર પૈસા
ખપાવી મૂર્ખ પોતાને?--દલાલી દઇ દલાલોને. ૭

---

૧ દલીલ=અરજી. ૨ ભંગાવ્યાં=ખરાબ કર્યાં.

વળી એથી અધમ ધંધો નથી બીજો અરે ? ભાઇ
અહા ? સન્માન શું આપું ?--દલાલીના વકીલોને. ૮

કરે પુરૂષો નપુંશક થઈ દલાલી અર્ધ કાયાની ?
બનીને મસ્ત પર પૈસે--નકલ કરતા પવાયાની.[1] ૯

કહે "મોહન" હવે હદ થઇ પ્રભુજી એ સુધારોને
દીયો સન્માન જુતાનું--દલાલીના વકીલોને. ૧૦



# જમાનો.

## "દશા બૂરી કરો શાને ??"

### —ગજલ.—



ફુસાઇ ફેશને પ્યારા--દશા બૂરી કરો શાને ?
ભલી શીખો અમારી છે અમારા ભાઇ બ્હેનોને. ૧

સુણો કો દિલ દર્દિનું તમારો ધર્મ છે કેવો ?
જીવન આ જન્મનું છોડી--દશા બૂરી કરો શાને ? ૨

જમાનો જુલ્મોં છે આવ્યો તમારો ધર્મ ડુબાવ્યો
મદિરા માંસથી પ્યારા--દશા બૂરી કરો શાને ? ૩

---

૧ પવાયો=હીજડો=નપુંસક.

ભલા? હોટલ વિષે બેસી ધરી સોડા તણી શીશી
 સુધારાની શું એ રીતી? દશા બૂરી કરો શાને? ૪
સુધારો જ્ઞાતિમાં લાવી ફિટાવ્યાં કંઇક ઘરબારો
 રડાવ્યા મિત્ર કંઇ યારો—દશા બૂરી કરો શાને? ૫
સુધારા નામનો ઝુંડો લઇને હાથમાં ફરતો
 કરીને સ્વાર્થની વાતો—દશા બૂરી કરો શાને? ૬
લઇને હાથમાં ફરસી તપાસો ધાર નિજ પાચે?
 કરી પીડા ને પસ્તાયે—દશા બૂરી કરો શાને? ૭
સુધારા શબ્દને સમજી વિચારો તે તણા કરવા
 કહે "મોહન" સમજદારો—દશા બૂરી કરો શાને? ૮



## "મનને"

(વિષય વાત મમ માત તજીને......એ લય.)



વિષય મોહ જંજાળ તજી મન મૂર્ખ જીવન કંઇ ટકવા દે,
ધર્મ કર્મ શુભ જ્ઞાન વૃત્તિથી હરિ ચરણે ચિત્ત ઠરવા દે.
 એ...વિષય.
દેહ મનુષ્ય મળીયો છે મોઘો ડુબે નહિ સમજાવા દે,
નાવ રૂપ નટવર છે મોટું રટણ તેહનું કરવા દે.
 એ...વિષય.

નાશવંત ભંડાર દ્રવ્યના કરી અલગ સુખ કરવા દે,
વિશ્વ તણા અંધાર કુપમાં જ્ઞાન તેજ કંઇ પડવા દે.
એ....વિષય.

વાનર કર અમુલખ હીરો છે ખુવે નહિ સમજાવા દે,
દયા ધર્મનો માર્ગ ગ્રહીને મન-મોહન મન રટવા દે.
એ...વિષય.

---

## ' ઉદ્યમ કર્મનો સંવાદ. '

### —હરિગીત—

ઉદ્યમ કહે નિજ મિત્રને સુણ કર્મ સાધન શું કરે ?
છે સુસ્તમાં બહુ અંગ તારૂં જોઇ દિલ મારૂં બળે;
અંગે અતિ છે દુબળો બહુ કષ્ટ શાને તું કરે,
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૧

* * * *

ઉત્તર કથન કરવા ઉઘાડી આંખડી કર્મે જદા,
ઊભેલ છે નિજ મિત્ર પાસે ક્રોધ મય દીઠો તદા;
ગંભીર થઇ ગભરાટ વિણ કરવા ખુલાસો ઉચરે,
છે ભાગ્ય વિણ સૌ વ્યર્થ તારી વાત ઉર ના ઉતરે. ૨

*        *        *        *

સાંભળ ભલા જન વાત મારી છે અતિ ઉપયોગની,
અજ્ઞાનતા તુજ દાખવાને આ ઘડીજ સુયોગની;
દીધાં પ્રભુએ નગ્ન અંગ શું ઢાંકવાં તે ના પડે ?
રે ! મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૩

મહેનત કરી કૃષિકાર ખેતર બીજ જો ના વાવશે,
ભૂખે મરે નાગા ફરે ના ભાગ્ય કહેવા આવશે ?
ધેનું ધણી ઘર આંગણે ના દૂધ વિણ દોહે મળે,
રે ! મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૪

ખોદે કુવો જો ખંતથી પાણી પીએ સૌ પ્રેમથી,
લાવી પકાવે ધાન્ય તો ખાએ બધા સુખ ચેનથી;
જો ખંતથી ઉદ્યમ કરે સંસારનાં સુખ સૌ મળે,
રે ! મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે. ૫

થાળી ભરી પકવાન્નની લઇ ગ્રાસ સુખમાં ના ધરે,
ભૂખે મરે મરવા પડે ત્યાં ભાગ્ય આવી શું કરે ?
અંધારના *આગારમાં દિપક વિના અથડાઇ પડે,
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૬

વસ્ત્રો પડયાં છે પહેરવા પણ હાથ ઊંચો ના કરે,
છે દાસ દાસી ઘર વિષે પણ તે બિચારાં શું કરે ?

---

* આગાર–છવાઇ જવું.

સોનું ભર્યું ભંડારમાં ગઠ્ઠા લઇ કંઠે ધરે,
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૭

મહેનત કરે વાડી અને ઘર બંગલા બંધાય છે,
નહિ ભાગ્ય બાંધી તે દીએ કે આપથી તે થાય છે.
ઇંટો અને ચુનો વળી પથરા ઘણા ભેગા કરે,
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૮

મુછો ઘણી મ્હોટી થઇ મુખમાં પ્રવેસે છે ઘણી,
પણ હાથ આળસ ભાગ્ય દોષે ખબર ના લે તે તણી,
છે હસ્તમાં સમશેર શત્રુ વિજય પણ હેતે કરે;
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૯

દૃષ્ટાંત શું દેઉ તને ? ગણુના ગણે શું થાય છે ?
આળસ તજી મહેનત કરે તો ભાગ્ય તે ફળ ખાય છે,
ત્રિશ્વેશના આ વિશ્વમાં મહેનત કરે છે તે ચરે,
રે ? મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૧૦

* * * *

[1]આખ્યાઇકા પોતા તણી ઉધમ કરે શું આવડી ?
સમજે નહિ તું ભાગ્યને વાતો વધારે છે વડી,
આધાર છે સંસારનો સૌ સાજ છે મારા વડે;
છે ભાગ્ય વિણ સૌ વ્યર્થ તારી વાત ઉર ના ઉતરે. ૧૧

---

૧ આખ્યાઇકા=ખ્યાન, વખાણુ.

અક્ષર નહિ કંઇ આવડે મિલ્કત તણા માલીક બને ?
લાખોપતિ છે ભૂ પરે ઉપભોગના ભોગી બને ?
ખાતા નથી કંઇ ઠોકરો ગાડી અને ઘોડે ચડે ?
છે ભાગ્ય વિણુ સૌ વ્યર્થ તારી વાત ઉર ના ઉતરે. ૧૨

મહેનત કરી ખેતર વિષે બહુ બીજ આરોપણ કર્યું,
વૃષ્ટિ થઇ ના સૃષ્ટિમાં કો' બીજ વાવે શું વળ્યું ?
[1]ગોધેન દોહી દૂધમાં ઘીલોડીનો [2]ગલ જો પડે,
છે ભાગ્ય વિણુ સૌ વ્યર્થ તારી વાત ઉર ના ઉતરે. ૧૩

* * * *

"ઉદ્યમ અતિ ક્રોધે થયો અવળો કરે શું અર્થ આ ?
છે મૂર્ખ તારો સ્વાર્થ આ બકવાદ માંડયો વ્યર્થ આ;
જો આપમહેનતથી રળે ધન કાર્ય શુભ તેથી જડે,
રે મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૧૪

કર્તવ્ય કુદરતનું હશે, શું ? ભાગ્ય તે કહેવાય છે ?
મિથ્યા નથી કંઇ બીજ મહેનત માનવીજ કસાય છે;
ઢાંકે નહિ દૂધ પાત્રનું ખામી ખરેખર તે કરે,
રે મૂર્ખ ઝટ ઉઠ કામ કર શું ? ભાગ્ય આધિન થઇ ફરે ? ૧૫

* * * *

---

૧ ગોધેન=ગાય. ૨ ગલ=ઝેર.

સંવાદ ઉદ્યમ કર્મનો ઓછો હજીએ ના થયો,
સંગ્રામ બેનો ટાળવા જ્ઞાનીજ તે પાસે ગયો;
છો એક બન્ને મિત્ર પણ ખામી વધુ છે કર્મમાં,
કરવા કસોટી કર્મની ઉદ્યમ અગાડી ધર્મમાં. ૧૬

શિક્ષા ઘણી દીધી પછીથી કર્મ કંઇ નીચું નમ્યું,
અપરાધ પોતાનો ગણી શિર માન્ય શિક્ષણ એ ગમ્યું;
આધિન ઉદ્યમને થઇ જો ભાગ્ય ભેળું જઇ ભળે,
થાયે પરિક્ષા તુર્ત "મોહન" માન કીર્તિ મેળવે. ૧૭.



# "પ્રભુ ભજીલે"



(અયસે પાપી નર હોવેંગે કલજુગમેં...એ લય.)

જનમારો *એળે જાશે રે..........પ્રભુ ભજી લે
પ્રભુ પુજન પ્રલ્હાદે કરીયું ભવસિંધુ તરવાને
જગ જંજાળ તજી મહેતાએ-શ્રી હરિ સાથે
અમર થવાને.........પ્રભુ ભજી લે........જનમારો.

કોટિ પ્રયત્ન કરી જીવ પામ્યો મનુષ્ય જનમ આ ભવમાં
પ્રયત્ન સૌ મિથ્યા થઇ જાશે-ગાફલ રહેથી
ભવવનમાં રે.......પ્રભુ ભજીલે........જનમારો.—

* એળે=નકામો.

આ દેહે કંઇ પુન્ય કરી પરમાર્થ સાધનો સાધો
એ સાધન છે ભવ તરવાનું-અવર નથી કાંઇ
જગમાં ચુકાદો.......પ્રભુ ભજી લે.......જનમારો.—
જો જીવ શીવ થવાને ચાહે હરિ ચરણ ચિત્ત રાખે
કહે "મોહન" એ હરિ શરણથી-જનમ મરણ
ભવ સંકટ ત્યાગે.......પ્રભુ ભજી લે....જનમારો.—



# " અમે પણ એક દુનિયામાં "



—ગઝલ—

અમારી મોજમાં ફરીએ-અમે પણ એક દુનિયામાં
નહિ દિલમાં કદિ ડરીએ-અમે પણ એક દુનિયામાં. ૧
જમાનાની હવા જોઇએ ખરા કોઇ મર્મને ખોઇએ
ધુતિ સૌ ધર્મને ધોઇએ-અમે પણ૦ ૨
સુધારાના સપાટામાં ગુમાવ્યું સૌ ગપાટામાં
જતા જ્યાં ત્યાં ઝપાટામાં-અમે પણ૦ ૩
ખલકની ખાપમાં જોઇએ કદિ કર્તવ્યથી કોઇએ
મિટિંગોમાં સદા મ્હોહીએ-અમે પણ૦ ૪
કદાપિ જો કુલિન થઇએ ખરૂં હિત એટલે જોઇએ
અમારૂં સૌ અમે ખોઇએ-અમે પણ૦ ૫

વિચારો દેશના કરીએ ન દેશી વેશમાં જરીએ
કળા સૌ સ્વાર્થની કરીએ-અમે પણુ૦ ૬
સુધારાની સભા માંડી પિટાવી દેશમાં *દાંડી
લીધી હાથે દિવાદાંડી-અમે પણુ૦ ૭
હિતૈષી હેતુના થઇએ અમે કહીએ અમે છઇએ
લુટી સૌ લોકને લઇએ-અમે પણુ૦ ૮
કથા વેદાન્તની કરીએ વિચરતા દુર્વિષય દરિયે
સ્વછંદી શ્વાન થઈ ફરીએ-અમે પણુ૦ ૯

## "સંસારનો સાર"

—કાલિંગડો—

સંસાર વિષે શું સાર રહ્યો ?
સાર રહ્યો શું લાભ ગ્રહ્યો ?—સંસાર વિષે.
જન્મ ધરી જીવ આ દુનિયામાં ક્લેશી બની કંકાસ કર્યો,
પાતકમાં નવ બાધ ગણ્યો પણ અંત સમે યમ હાથ ચડયો.
સંસાર વિષે શું સાર.—

* દાંડી=ઢંઢેરો.

ઉપલક જ્ઞાન પલક ટકવાનું અલખ તણો નવ માર્ગ ગ્રહ્યો,
પોપટ રામ રટણ કરવેથી આ ભવથી શું જાય તર્યો ?
સંસાર વિષે શું સાર.—

રૂપ ગુણવંત સતી છે નારી સ્વામી તણો નવ સ્નેહ રહ્યો ?
જો સ્વામી ચાહે ચતુરા પણ અવર પુરૂષ પર પ્યાર રહ્યો. ?
સંસાર વિષે શું સાર.—

ધન સંગ્રહ ધનવાન કરે પણ સ્વાર્થ વિના નવ માર્ગ સહ્યો,
પરદુઃખ ભંજન અર્થે ન સાધ્યો એમ જન્મ આ જાય વહ્યો.
સંસાર વિષે શું સાર.—

ચોરાશી યોની આથડતાં કષ્ટ તણો કંઇ પાર રહ્યો ?
[1]તન, ધન, સુત, પરિવાર મળ્યો પણ ભોગવતાં યમ હાથ ગ્રહ્યો.
સંસાર વિષે શું સાર.—

જન્મ બધો ભજનામૃત પીધું છેવટ શું વિષ પાન કરો ?
કહે "મોહન" સદ્‌ગુણ ગ્રાહક થઇ ગર્વ રહીત આ ભવ વિચરો.
સંસાર વિષે શું સાર.—



---

૧ તન=શરીર.

# " કૃષ્ણ ચરિત્ર "

—ગઝલ—

કૃષ્ણ ઘર–નંદને આવી સિતારો શું સુધાર્યો છે ?
અજબ દર્શન તણી ઝાંખી દઇ શું જન્મ ધાર્યો છે ? ૧
બગાસુર બળ કરી માર્યો પુતના જાનથી મારી,
કંસ શિર–કેસ ખેંચીને ધરણમાં ધ્યાનથી ઢાળ્યો. ૨
જઇ યમુના વિષે નાથ્યો પ્રભુએ નાગ નેત્રોથી,
ચરણ શિરપર ઠરાવીને શું નટવર ? નાચ નાચ્યો છે. ૩
જઇ કાલિંદીના કાંઠે વગાડી બંસરી મોહન,
તજી ઘરબાર વૃજનારી ગઇ જ્યાં વિશ્વનું દર્શન. ૪
તજી ગોકુલ ગયા જ્યારે સકલ વૃજ આંસુડાં ઢાળે,
વિયોગી ગોપ ગોપીનાં હૃદય અગ્નિ વિના બાળે. ૫
જઇને દ્વારકાં નાથે બનાવી હેમની તેને
હુજારો રાણીઓ કીધી હૃદય નિષ્ઠુર શું તેને ? ૬
કરાવી જીત અર્જુનની સતીનાં ચીર તો પૂર્યાં,
સતાવ્યા ક્રૂર કૌરવને બચાવી ભક્ત જન લીધા. ૭
ઉતારી ભાર ભૂમિનો સિધાવ્યા ધામમાં પોતે
અરે મોહન કળા તારી કળ્યામાં કોણના આવે ૮

# "રામ ચરિત્ર"



## —ગઝલ—

અયોધ્યા રામજી જન્મી કર્યું દશરથનું ઘર પાવન,
જનો સૌ નગ્રના નિરખી હૃદય હરખ્યા થઇ પાવન. ૧

યજ્ઞનું કામ કરવાને મુનિશ્વર લઇ ગયા વનમાં,
ઉડાવ્યાં શિશ દૈત્યોનાં ધરી તાકાત રે તનમાં. ૨

ધનુષ્યને બળ કરી તોડ્યું જનકની રાજધાનીમાં,
નૃપતિ સૌ મનથી શરમાયા સીતાજી પ્રેમથી મળીયાં. ૩

પિતાની પાળવા આજ્ઞા સિધાવ્યા રામજી વનમાં,
તજ્યો ના સંગ સીતાએ પતિ સેવા ધરી મનમાં. ૪

સીતાને લઇ ગયો રાવણ ધરીને વેશ જોગીનો,
કરાવવા નાશ પોતાનો ધર્યો એ વેશ જોગીનો. ૫

કરીને પ્રીત સુગ્રીવથી બનાવ્યું સૈન્ય વાનરનું,
અપાવી નાર સુગ્રીવની પરાક્રમ દાખવી શરનું. ૬

ગયા હનુમન્ત લંકામાં ખબર સીતા તણી લેવા,
લગાડી આગ રે તેમાં ? બજાવી સ્વામીની સેવા. ૭

સમુદ્ર પત્થરો તારી બનાવ્યો [1]સેતુ શ્રીરામે,
ઉતારી પાર સેનાને કર્યું છે યુદ્ધ શ્રીરામે. ૮
વિજયની માળ પહેરીને વિજય રાવણ પરે કરીયો,
વિભિષણ પર કૃપા કીધી મુકુટ શિર રાજનો ધરીયો. ૯
અયોધ્યા ત્યાં થકી આવ્યા તજ્યાં સીતાજીને વનમાં,
કરીને યજ્ઞ શ્રીરામે પરાક્રમ પારખ્યું તનમાં.[2] ૧૦
કરી સંતુષ્ટ સૃષ્ટિને સિધાવ્યા ધામમાં પોતે,
પ્રભુ " મોહન " તણા સ્વામી સરવના પ્રાણ છો પોતે. ૧૧

# " પ્રભુનો ઉપકાર "

**સુણો શામળા હું તમ માટે ઘેલી થઇ જો—એ લય.**

હરિ નામને હમેશ યાદ લાવીએ જો
તજી સર્વ કામ એજ ઉર ધારીએ જો—હરિ નામને૦ ૧
ઉમર આખી જો એળે ગુમાવીએ જો
ફરી જન્મ મરણ રેંટમાં ફસાઇએ જો—હરિ નામને. ૨
પ્રભુ પ્રેમ આણી નેત્ર દીધાં નિરખવા જો
દીધાં હસ્ત, ચરણ, કરણ શુદ્ધ શીખવા જો—હરિ નામને. ૩

---

૧ સેતુ–પૂલ. ૨ તન=પુત્ર.

કીધા ચાવવાને દાંત અન્ન સાથમાં જો
નહિ ખામી કળાય કોઇ વાતમાં જો—હરિ નામને. ૪

પ્રાણી માત્રમાં ગણાય શ્રેષ્ઠ માનવી જો
કરી ખ્યાલને એ વાતને વિચારવી જો—હરિ નામને. ૫

દયા લાવી પ્રભુએ જ્ઞાન આપીયું જો
જેથી જન્મના દુઃખોનું કષ્ટ કાપીયું જો—હરિ નામને. ૬

કરી સ્વાર્થ ત્યાગ જો પ્રભુ આરાધિએ જો.
મળે મોક્ષ "મોહન" મનસ્વિ કાર્ય સાધીએ જો-હરિ નામને. ૭

## " શું દેશનો ઉદય ? ? ? "

—હરિગીત—

ખાધું પીધું ખુબ ખ્યાલથી મિષ્ટાન્ન દૂધ મલાઈ જ્યાં,
સોપારી પાન લવંગ લઈ મુખ ચાવતા તંબોળ જ્યાં. ?
કરતા અનેક વિચાર મંડળ આજ કોનું થાય છે ?
શું દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૧

ફરવા જવા શુભ સાધનો ગાડી અને ઘોડે ચડે,
દરિયા તણી કરી સ્હેલ મોટા બંગલે આવી અડે;
ઉત્સવ ભલો કરી જન્મ દિવસે નાયકા ? ? નચવાય છે ?
શું દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૨

સરતો કરી નિજ અશ્વની નિત [1]ઘોડદોડે જાય છે,
માગ્યાં દીએ છે દામ નાણા કોથળી ઠલવાય છે;
સટ્ટો કરીને ? સામટું ધન દૂર ઘસડાઇ જાય છે,
શું દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૩

ગોવા કે કલકત્તા તણી ટિકીટો લઇ મલકાઇ ફરે,
પરિણામ પાછું થાય તો શિર હાથ દઇ હૃદયે રડે,
મારી તમાચો ગાલ પર થઇ લાલ ફરતા જાય છે,
શું દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૪

પોઢે પલંગે પ્રેમથી મશરૂ તણી ગાદી વિષે,
રખડે ગરીબો રોડ પર ના ચીથરૂં તન પર દિસે !
માગે કદિ કંગાલ જો "હુડધૂત" કરતા જાય છે ?
શું દેશનો ઉદય ? કદાપિ આમ કરવે થાય છે ? ૫

મોજાં અને બુટ પાયમાં પહેરી ફરે નર વાંકડા ?
શિર બાલના શોખીન થઇ સેંથા બનાવે સાંકડા;
મૂછો ચઢાવી આમળે મન ફાંકડા ફૂલાય છે,
શું દેશનો ઉદય ! કદાપિ આમ કરવે થાય છે ? ૬

નોટો વટાવે નાટકે પાછો ફરે ના હાથ ત્યાં,
પ્રોગ્રામ સીનેમા તણા જોવા હૃદય હરખાય જ્યાં ?

---
૧ ઘોડદોડ=ઘોડા દોડાવવા=સરત રમવાની જગા.

ખાવા ભલે ના હોય પણુ એ રીત ધન ખરચાય છે,
શું દેશનો ઉદય ? કદાપિ આમ કરવે થાય છે ? ૭

અત્તર લગાવી અંગ પર બેહેકાવતા નિજ અંગને,
વ્યભિચારના વ્યસની બની લહેકાવતા ઉછરંગને;
કરમાં લઈ કલગી અને કંઠે કુસુમ નખાય છે,
શું દેશનો ઉદય ? કદાપિ આમ કરવે થાય છે ? ૮

મંડળ લઇ નિજ મિત્ર શું ફરવા ગયા ગાર્ડન વિષે,
મદિરા ? તણી મોજો કરી સુધશાન તનમાં ના દિસે ?
[1]છૅલી બની થઇ છાકટા ? અંતે રખડતા થાય છે,
શું દેશનો ઉદય ? કદાપિ આમ કરવે થાય છે ?, ૯

ભંગી બની નિત ભાંગના લોટા ઉદર ઠલવાય છે,
ગાંજા તણી ચલમો તણા નિત ગોટગોટા થાય છે;
ચરસે બની ચસકેલ મરજી થાય ત્યાંજ જવાય છે ?
શુ દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૧૦

"મેટ્રિક" ને "બી. એ." થયા "એમ એ" થઇ શું આદર્યું ?
"જે. પી." તણા લઇ ચાંદ તેણે દેશ અર્થે શુ કર્યું ?
થઇ "રાવ" ફરતા ગામમાં પણુ [2]રાવ ના સંભળાય છે,
શું દેશનો ઉદય કદાપિ આમ કરવે થાય છે ? ૧૧

---

૧ છેલી=રૂપાળા (છેલ ઉપરથી.) ૨ રાવ=ફરિયાદ.

મોટા થવા પર દ્રવ્યથી બિનવાલીના ટ્રસ્ટી બન્યા ?
મનમાનતી મોજો ઉડાવી શેઠ શઠ ? થઇને ફર્યા ?
"મોહન" કથે એ પાપમાં આ જીંદગી વહી જાય છે,
શું દેશનો ઉદય ? કદાપિ આમ કરવે થાય છે ? ૧૨



# " નિદ્રામાં ગુમાવ્યું ? "



— ગઝલ.—

અરે ! જન જાગીને જો તું ફરે શિર કાળની સ્વારી,
નહિ રે' ન્હાસવા બારી–કરી નિદ્રા ગુમાવ્યું તેં.– ૧
અરે ! સંસાર સ્વપ્નામાં ફસાયો પુત્ર પરિવારે,
ન લીધું નામ હરિ કયારે ?–કરી નિદ્રા ગુમાવ્યું તેં.– ૨
કરીને દ્રવ્યના પુંજો નહિ રસ્તો સવળ સુજયો,
નકારો પંથ પકડીને–કરી નિદ્રા ગુમાવ્યું તેં.– ૩
અધમતા આદરી બેઠો વિષયની લાલચે પેઠો,
ખરાબી ખેલમાં કીધી–કરી નિદ્રા ગુમાવ્યું તેં.– ૪
[1]વટાવી લક્ષચોરાશી અમુલખ હીરલો લીધો,
નકામો પા'ણ તું ધારી–કરી નિદ્રા ગુમાવ્યું તેં.– ૫

૧ વટાવી=ખરચી.

મુસાફર મોઘવારી છે ખરેખર સત્ય કર્મોની,
  ખરીદી ના થઇ તેની-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૬
રતિના રંગમાં રાગી બન્યો તું મસ્ત દુર્ભાગી,
  હજી ના ઊંઘને ત્યાગી-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૭
કરીને કોલ આવ્યો કંઇ ફસાઇ ફાંગડે પડીયો,
  તુટયાં ના બંધનો કેમે ? કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૮
અરે ? અજ્ઞાન અંધારે ઘણી તેં ઠોકરો ખાધી,
  છતાં કંઇ ભાન તો નાવ્યું-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૯
વસુધામાં સુધા પીલે અમર કીર્તિ ગજાવી દે,
  વખત સૌ કામનો જાયે-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૧૦
ગઇ છે રાત જાગી જો પ્રભાકરની પ્રભા પેખો,
  ઉષાની રે ? મઝા જાયે-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૧૧
કહે "મોહન" અરે વ્હાલા ? કરીને વ્યર્થ સૌ ચાળા.
  પ્રભુના નામની માળા-કરી નિદ્રા ગુમાવ્યું તેં.- ૧૨



# "સદ્‌ગુણ ગ્રાહક થવું"



**મન ભજ નારાયણ ભાવે રે—એ લય.**

થા સદ્‌ગુણ ગ્રાહક ભાઇ રે (૨)
એ છે અંતે સુખદાઇ રે—થા સદ્‌ગુણ.

કાક સમી ચતુરાઇ ગ્રહીને જરૂર ચેતજો ભાઇ,
કાળ તણી ગત ગહુન વિચારી ડરીને ફર તું ભાઇ રે
થા સદ્‌ગુણ.

હંસ સુલક્ષણ ગ્રહણ કરીને, મુક્તાફળ ચર ભાઇ રે
છે દુનિયા તોફાની સારી નમ્ર બની જા ભાઇ રે
થા સદ્‌ગુણ.

ચંદન વૃક્ષની સરસ સુગંધી અગ્નિમાં પણ ભાઇ રે
શાસ્ત્ર સમગ્ર વિષે જયમ શોભે વેદ વચન સુખદાઇ
થા સદ્‌ગુણ ગ્રાહક.



# "નારી પર નિર્દયતા ન વાપરવી."

—ગઝલ.—

અરે નારી તણા દોષો પળે પળમાં પડે ભાઇ
ખપે છે ખલ્કમાં તે તો ક્ષમા લાયક અરે ભાઇ. ૧
નહિ ક્રોધી કદિ થાવો થએલી ચુક સમજાવો
ગણી લક્ષ્મી ખરે ઘરની તિજોરીમાં દિપાવોને. ૨
ખરા આનંદને શોધો રિઝાવો તેહને પ્યારા
ક્ષમા ઉદાર વૃત્તિથી બનાવો પ્રેમની ધારા. ૩
બનો શિક્ષક તમો ભાઇ શિખાવો ધર્મની ફરજો
દિપાવે જગત અબળાઓ તમે પણ તે વડે તરશો. ૪
કરીને આપ [1]સંયમ જો પ્રભુતા આપની દાખો
નહિ રે' સ્વર્ગની બાકી ખરે ! "મોહન" તરી જાશો. ૫

---

૧ સંયમ=મનને દાબમાં રાખવું=ક્રોધને શાન્ત કરવો.

# "માનવી દેહ!"

**બદલાયું (૨) સ્થળ જે શાન્તિ પ્રસારી—એ લય.**

આ આયુ (૨) છે [1]બુદબુદ સમ તારૂં ચેતી લે પ્રાણી....
આ સમય સુધારસ છે પીવાનો, વેદ વદે વાણી...... આ.

મળીયો માનવ દેહ પ્રયાસે!
એ હીરલો જો અમુલ્ય ભાસે?
ખોતાં માર ખુબીથી ખાશે,—પાશે ના પાણી...આ આયુ.

આશ ઘણી અંતરમાં તારે
કાળ નેત્રથી [2]ટમકાં મારે
ચઢવું છે ખાંડાની ધારે—વાતો એ છાની.......આ આયુ.

સ્વર્ગ તણી અભિલાષા રાખી
ભક્તિ રસ લીધો ના ચાખી
ભૂલ્યો ભવ અંધારી નાખી—શું કહેવું? તાણી...આ આયુ.

ટુંક ઘડીજ હવે છે બાકી,
અગણિત કામ રહ્યાં છે બાકી
કાળ રહ્યો છે દ્વારે તાકી—કહી વાતો શાણી....આ આયુ.

---

૧. બુદબુદ=પરપોટા. ૨. ટમકું=ઇશારત.

મુક્ત થવાને જો જીવ ચાહે
કાલ કરે તે કર અત્યારે
બુડતાં "મોહન" પાર ઉતારે—અમુલ્ય આ વાણી....આ આયુ.

## "જગની બેડી તોડ"

—ગજલ.—

બની જા નિત્યનો ભાઇ જરા વિશ્રાન્તિ શોધી લે
જગતની આગમાં સ્નેહી જીવન જંજાળ છોડી દે. ૧

નહિ આ જગતમાં કોઇ ખરેખર સુખ અર્પાવે
નિરાશામાં ભલી શન્તિ અજબ એ બ્રહ્મ દર્શાવે ? ૨

પિતા પ્યારી અને પુત્રો બન્યાં જંજાળનાં સુત્રો
ગણી લે જન્મની બેડી વદે છે શાસ્ત્રનાં સૂત્રો. ૩

પિછાણી આત્મને બંધુ તજીદે જગત્ બંધનને
વિષય વિષ જાણીને "મોહન" ભજી લે જગત્ વંદનને. ૪

# " કઠણુ કોઇ કાળગતિ એવી "



—ગઝલ.—

અહો દિલદાર ક્યાં કહેવી ? કઠણુ કોઇ કાળ ગત એવી
અજબ અવલોકવા જેવી વિવેકી તે વિચારી લે. ૧
જગતના ચિત્રમાં જોતાં હ્રુદય ધ્રુશકે અરે ? રોતાં
ખરી સંપત્તિને ખોતાં ? વિવેકી તે વિચારી લે. ૨
મનુષ્ય આ જન્મના મ્હોલે બની બુલબુલ બહુ બોલે
ખરો પણ ન્યાય ના ખોલે તપાસી તત્ત્વને કોઇ. ૩
ધજા બાંધે ધરમ કેરી કથા વાંચે કરમ કેરી
ધનિક ધૂતે ગરીબ ઘેરી હિતૈષી હિંદના થઇને,. ૪
ગણાવા દેશના દીવા સોડા તો સ્હેજમાં પીવા
લુભાવે લોકને એવા કરી લાંબી લવારી તે. ૫
અમારો દેશ ? હું દેશી ? જીવનની પણ દશા દેશી ?
વસી વિલાયતી ક્યાં ? શી ? વિચારે ના વિરલ કોઈ તે. ૬
સુધારો સાંભળી કરવા મિટિંગો માંડી બહુ ભરવા
પડી જ્યાં પેટની પરવા વળે ત્યાં શું ? વિચારો એ ? ૭
બતાવી બંધુની સેવા ભરે નિત પેટ પશુ એવા
મરે ભૂખે દિનો કેવા જુવે ના જગતમાં કોઇ તે. ૮

સુધારામાં સુધારો એ અહોનિશ બેશ બનવું તે
બજારે બોલવું જઇને મિસિસ મિસ્ટર મુખેથી રે ? ૯
સુધારા એ વળી મોટા સદા સેકન્ડમાં ગોટા
વિચારો કર્મમાં ખોટા ભૂલો નિજ ધર્મ ભાઇ તે. ૧૦
ચડાવી ચશમનાં ચાડાં ઉપાયો આદરે આડા
પૂછે નહિ કોઇને પાડા હિતૈષી હિંદના પણ એ ?. ૧૧
નથી એ આર્યની નીતિ સકળ શ્રીમંતની રીતી
નથી એ દેશની પ્રીતિ પ્રિછે સૌ કોઇ પંડિત તે ? ૧૨

## " સત્ય "

—કલ્યાણ—

સત્ય વચન સુખ ધામ, સમજ મન સત્ય વચન સુખ ધામ.
સત્ય વચનથી સફળ થશે તમ, નિતનિત નૌતમ કામ—સમજ.
સત્ય સમોવડ આજ સુધીમાં, નથી અવર કંઇ કામ—સમજ.
[1]અભ્ર તણી છાયામાં રવિનું, તેજ ન જાય તમામ—સમજ.
સત્યને આંચ ન નાશ કદિ પણ, સત્યથી છે આરામ—સમજ.
સત્ય સુધારસ સ્હેજ મળે તો, ઝેરનું કોણ લે નામ—સમજ.
સત્ય વિષે જગ કામ સહુ છે, મૂર્ખ કરેજ ગુમાન—સમજ.

---

૧ અભ્ર=વાદળ.

આદિ દુઃખ સત વ્રત આચરતાં, છેવટ છે સુખધામ—સમજ.
સત્ય થકી હરિશ્ચંદ્રે જગમાં, અચળ કર્યું નિજ નામ—સમજ.
સતમાં સુખનું મૂળ રહ્યું છે, ન મળે ખરચે દામ—સમજ.
સત્ય તણી નિત સેવા કરતાં, સફળ જીવન કર કામ—સમજ.
સત્ય વચન નિજ તાતનું કરવા, જંગલ વેઠયું રામ—સમજ.
કષ્ટ સહન કરવું પણ વદવું, હરનિશ સત્ય નિદાન—સમજ.
પ્રલ્હાદાદિક ભક્ત જનોને, સતથી ભેટયા શ્યામ—સમજ.
મનન કરે મન વાંછિત મળશે, સત્યથી સ્વર્ગ સધામ—સમજ.
સત્ય તણી નિત થાય કસોટી, ઇનામ અવિચળ ધામ—સમજ.
કહે "મોહન" સંસારવિષે છે, સત મારગ એક નાવ—સમજ.



# " દુનિયામાં ડાહ્યા ?? "



—હરિગીત—

રમીએ અમારા રંગમાં નવ અંગના કંઇ રંગ આ
પણ તંગ કીધો તંગ બહુ નિજ બુદ્ધિનો બળવાન આ
[1]આશય અમારો એજ ઊંચો તે શું જાણો છો તમે ?
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧

૧ આશય=ધારણા=વિચાર.

નવ વસ્ત્રનો કંઇ વેષ કરી બની બેશ લઇ છડી હાથમાં
થઇને પ્રતિષ્ઠિત પોંચીએ પૂછયા વિના પંચાતમાં
કરવા કમાણી કીર્તિની કરવું શું તે જાણો તમે ?
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૨

[1]ફુટી નથી પાસે તથાપિ ફેશનોમાં ફાવતા
લૂંટી અહોનિશ લોભીયા લાખોપતિ કહેવડાવતા
છૂટી નજર લાંબી છતાં હાથે થયા અંધા અમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૩

વ્યાખ્યાન કરીએ વિવિધ કંઇ વિદ્વાન થાવા લોકમાં
વિદ્યા ભણ્યા શું ? તે જગત્ જાણે અમારા ઝોકમાં
મોભાગ્ર બુદ્ધિ માનીએ મેળે અમારી સૌ અમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૪

મર્યાદને મૂકી દીધી કોરે ઘડીક સૌ કર્મમાં
છોડી લગામો છેલ થઇ સ્ત્રી પુરૂષના સદ્ધર્મમાં
મનુષત્વે રહેવું મસ્ત એ સમજ્યા સુધારો સૌ અમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૫

મોટા થવા નવ માનીએ કોઇનો શુકન શાણા થઇ
બુઢ્ઢા સમજીએ [2]બેહેલ સૌ આવેશના દ્વેષી કહી

---

૧ ફુટી=ફુટી બદામ. ૨ બ્હેલ=બળદ.

જાણે શું ? તે જડ બુદ્ધિના સમજ્યા સુધારો સૌ અમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૬

ગૃહિણી કરી લાવ્યા અમે ગૃહ ધર્મ એજ ભણાવીયે
મુરબ્બીને નવ માનવા "શ્રી" દોરીએ સમજાવીએ
સૌ શર્મ છોડી દો સ્વતંત્રજ છો સુહૃદ સુંદર તમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૭

નિજ સ્નેહીોને સેકન્ડ કરવી ધર્મ એ નિજ ધારવો
ફેશન મહીં સૌ ફાવીએ વિનય શું ? એજ વિચારવો
ટીપાર્ટીમાં તૈયાર થઇ પણ જાવું એ જાણો તમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૮

સુધરવું જન સુધારવા છું સુજ્ઞ સુધારા તણો
તેથી ગયો આગળ તુટી હેતુ ઉંડો બહુ આપણો
ગૃહ ધર્મ ગાંઠે બાંધવા વળી અન્ય પણ જાણો તમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૯

સંસારને સુધારવા સત્કાર્ય કરમાં સાંપડ્યું
સુધારવો સુધારવો કહેતાં પ્રથમ એ આવડ્યું
સુધારવું શું ? તે ન સુઝે પણ પ્રગટ થઇએ અમે
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૦

પોકાર પેપરમાં કરી થૈકાર કરીએ ઠાઠમાં
બિછાવીએ બાજી અમે તે સૌ અમારા ઘાટમાં

પરમાર્થને પાખંડ માની સ્વાર્થ સમજ્યા તે અમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૧

કાગળ તણું કરી ઝાઝ જળમાં જેમ તેમ ચલાવીએ,
મોટાં હલેસાં મારતાં જઈ ઝાંપે નાવ જણાવીએ;

ડુબ્યા તણી દરકાર મનથી ના કદિ કરીએ અમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૨

કર્તવ્ય કેરા નામમાં "કાકા" બહુજ કરી રહ્યા,
પણ ક્યાં રહ્યું ? કર્તવ્ય કે'વું તે ન કંઇ તોળી રહ્યા;

ફાકા પડે ફેશન મહીં પણ કુલી હંસ થયા અમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૩

વીણી વિષય બહુ વાતના ડહાપણ અમારૂં ડૉળીએ,
માખણ તણી મટકી વિષે જઇ ઝેર ઝાઝું ઘોળીએ;

તે મેશ પાછળ મેશ થઇએ જેવું આ ભેજું ભમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૪

સોંપી સ્વતંત્રજ હક્ સ્ત્રીઓને સ્હેજમાં સુખીયા થયા,
પાછળ રહી પ્રીછ્યું તદા સૌ મર્મ ખુલ્લા થઇ ગયા;

ચોપાટીં પર લઈ ચાલીએ જ્યાં નામિચા આવી નમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૫

ઝુકી રહ્યું આ જગત્ ત્યાં ઝુકાવનારા જોઇએ,
વિદ્યા લઇએ વિષયની બોલો પોપટજી બોલીએ;

ડોલાવીં દુનિયા ડોલીંએ સૌ ડૉળમાં ડાળી અમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૬

સંસારી પણ સંસારના બળ બીજને નવ જાણીંએ,
નરનારીની નીતિ અરે ! પણ પગથીંએ ન પ્રમાણિએ;

ખાવું પીંવું ને ખેલવું તત્ત્વજ તપાસ્યુ એ અમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૭

*    *    *    *    *

કોને સુધરવું છે ખસુસ વિદ્વાન સૌ એ વાતમાં,
પ્રારબ્ધ વિણુ પ્રાપ્તિ નથી છે સુધા પ્યાલો હાથમાં;

મે'નત વગર મોટા થવું ત્યાં ભાગ્ય પણુ ઊંધું રમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૮

નવ રીત એ નર રત્નની રીતી નહિ રામા તણી
ભીતી જુઓ એ ભાગ્યની લૂટાય ઈજ્જત આપણી;

હુજુ હાથમાં સૌ વાત છે જાગી તપાસો જો તમે,
ડાહ્યા થવા દુનિયા વિષે સાધ્યો સમય સૌ આ અમે. ૧૯



# "હરિચરણમાં ચિત્ત"



### પશુમાં પડી એક તકરાર—એ લય.

હરિમાં હરદમ ચિત્ત તું રાખ,
વાદવિવાદ કરી નિત ફોગટ વધશેરે વિખવાદ;
અને સૌ જન્મ જશે બરબાદ.— હરિમાં. ૧
નાવરૂપ નર દેહ મળ્યો પણ સાધન વિણ અથડાય,
સુકાન જો સદ્‌ગુરૂ કર સાહે ધર્મ માર્ગ લઇ જાય;
ટળે સૌ ભવ સંકટ પરિતાપ.— હરિમાં. ૨
શ્રીહરિ સાથ લગાવી લગની દૃઢ આસન થઈ જાય,
ડુબે નહિ તે [1]મહોદધિમાં પ્રભુ ધસી કર સ્હાય;
પાપ સૌ થાય બળીને ખાખ.— હરિમાં. ૩
મોહ, દ્રોહ, મદ, મત્સર ત્યાગે વળી ત્યાગે જો લોભ,
વિજય થાય વસુધામાં તેનો ઠળે હૃદયનો [2]ક્ષોભ;
થાય [3]ખટ્ રિપુ પલકમાં ખાખ.— હરિમાં. ૪
નારી નયન નિહાળી મૂરખા લપટ બનો ન લગાર,
એજ પ્રેમ હરિ પર જો રાખો તરત તરો ભવપાર;
નિવારે જન્મ મરણ જગતાત.— હરિમાં ૫

---

૧. મહોદધી=સંસારરૂપી મહાસાગર. ૨. ક્ષોભ=પશ્ચાતાપ.
૩. ખટ્=૭.

વિષય વાંચ્છના વિષમય ગણી લે મળ્યો સફળ કર દેહ,
કહે "મોહન" નિર્મોહિ બનીને હરિ વિષે ધર નેહ;
સ્હેજમાં વિતી જશે આ રાત ? - હરિમાં. ૬

## " અમે તો એક વેદાન્તિ "

—ગઝલ.—

ચઢી મોઢે મનાયા જ્યાં અમે ત્યાં એક વેદાન્તિ,
ગુણીમાં કંઇ ગણાયા જ્યાં અમે ત્યાં એક વેદાન્તિ. ૧
ભણ્યા જ્યાં બ્રહ્મની વાતો ભૂલ્યા સૌ ભેદની વાતો,
જગત્ મિથ્યા અરે ? આતો, અમે તો. ૨
મુક્યાં સૌ કર્મને કોરે, ચઢ્યા શઠ ધર્મને ઘોરે,
દબાવ્યા દંભના જોરે, અમે તો. ૩
કથામાં બ્રહ્મને કૂટયા સુણીને શ્રોત્ર પણ ફુટયાં,
ગુણીને બહુ ગ્રહી લૂંટયા, અમે તો. ૪
વિચાર્યો તત્ત્વના વેદો, વિસાર્યો વર્ણના ભેદો,
પડે કહેતાં પરશ્વેદો, અમે તો. ૫
મનસ્વિ માર્ગમાં જઇએ મનસ્વિ અન્ન પણ ખાઇએ,
મનસ્વિ દ્રવ્ય પણ લઇએ, અમે તો. ૬

નહિ વાણી વિનયમાં કંઇ બકી જઇએ મનસ્વિ કંઇ,
છકી અભિમાનમાં વળી કંઇ, અમે તો. ૭
વિહિત વિવેકને છોડયા નિયમ સૌ નામના જોડયા;
ગણી નર તુચ્છ તરછોડયા, અમે તો. ૮
ગૃહિ થઈ ગામમાં રહીએ કદિ નવ નિગ્રહી થઇએ,
વિનયથી વાતમાં કહીએ, અમે તો. ૯

* * * * *

નહિ વેદાન્તિની નીતિ ન એ વેદાન્તિની રીતી,
વિચારે સૌ વિરલ નીતિ કુલિનો કોઇ વેદાન્તિ. ૧૦



# " જીવની જાગૃતિ "



## —ભૈરવી—

ત્રિભુવન પતિ તારનાર વ્હાર કરો મ્હારી.—એ રાગ.

જાગ જીવ જો તપાસી જીવન શું બગાડે..(૨)
જ્ઞાન સૂર્યનો પ્રકાશ, તે કરે અજ્ઞાન નાશ,
જાય છે જમકિંકર ત્રાસ, જીંદગી સુધારે. જાગ. ૧
વિશ્વના વિચાર કરે, તારૂં કાં તું ના સુધારે,
આળસ છે કોને આધારે, અંતમાં બગાડે. જાગ. ૨

સ્વપ્ન છે સંસાર સુખ; જાણી થા તું રે વિમુખ,
વિશ્વના આધાર-ભૂત, પ્રેમથી પિછાણે. જાગ. ૩

મોહ-ને મમત્વ મૂકી તત્વ-દર્શિ જા ન ચૂકી,
ઇશની છે એ વિભુતિ-મોક્ષદ્વાર આપે. જાગ. ૪



# " આ દેશનો ઉદ્ધાર ક્યાં ?? "



—હરિગીત.—

જ્યાં ધર્મનું કંઇ ધ્યાન નથી ત્યાં ધ્યાન શું ? બુદ્ધિ તણું
જ્યાં ભાન નથી ભાવી તણું ત્યાં માન શું ? મનુષા તણું
મિથ્યા સમજવું ગાન સૌ એ જ્ઞાનહિન ગવાય જ્યાં
દંપત્તિની નીતિ વિના આ દેશનો ઉદ્ધાર ક્યાં ? ૧

આધાર સૌ ઉદ્ધારનો સ્ત્રીપુરૂષના સદ્ધર્મમાં
દેદાર પણ આ દેશનો ઉત્કૃષ્ટ એના કર્મમાં
સમજાય નહિ એ સત્ય એથી ઉન્નતિનો ખ્યાલ ક્યાં ?
દંપત્તિની નીતિ વિના.- ૨

નીતિ તણું નહિ નામ જ્યાં, ત્યાં તત્ત્વ કોઇ તાજું નથી
પ્રીતિ તણું નહિ માન જ્યાં ત્યાં તત્ત્વ કો શુદ્ધ જ નથી

વિખવાદમાં સૌ વાત પણુ નવ વાતનો વિચાર જ્યાં ?
  દંપત્તિની નીતિ વિના.- ૩

તૃષ્ણા હૃદયમાં તેજ રહ્યાં પણુ તેજ નહિ તલભાર જ્યાં ?
  પર વ્યક્તિના વિશ્વાસમાં કયાંથી પ્રભુત્ત્વ પમાય ત્યાં

જંજાળમાં જીંદગી તણી સર્વે સમાપ્તિ હોય જ્યાં
  દંપત્તિની નીતિ વિના.- ૪

સંસારનું ઉત્તમ સ્વરૂપ જાણ્યું સદા રસ સ્વાદમાં
  ક્રમકાળનું તાત્પર્ય તજી મચીયા સદા એ નાદમાં.

અજ્ઞાત આર્ય વિચારથી સૌ આર્યનો સંસાર જ્યાં ?
  દંપત્તિની નીતિ વિના.- ૫

ભારત પ્રજા રહી ભોગવી એથીજ ભુંડા ભોગને
  અક્કલ વગર અળગા કરી આગાદિના ઉદ્યોગને

ઉત્પત્તિ ઉત્તમ કયાં ? મળે માતા રહી નિત મૂર્ખ જ્યાં
  દંપત્તિની નીતિ વિના.- ૬

ગુણીયલ હશે ગૃહિણી કદાપિ તેજ ગૃહ ક્રમ જાણુતી
  દઇ જન્મ કો નર રત્નને નિજ કુલિન કૂખ દિપાવતી

પણુ ભાન ગયું ભાવીતણું એ પાપનો ભંડાર જ્યાં
  દંપત્તિની નીતિ વિના.- ૭

પ્રેરક નહિ જ્યાં પુત્રને માતા મહાનુભાવથી
પિતૃ ભણાવે પાઠ પણ નહિ કોઇ દૈવી દાવથી
દુર્બળ દશામાં દેશને સૌ દેશોનો દેખાવ જ્યાં
દંપત્તિની નીતિ વિના.- ૮

ધારે કદાપિ ધર્મ તો ધન માત્રને ઢુંડવા તણો
આદર કરે ઉદ્યોગમાં કર્તવ્ય વધ કરવા તણો
સતકર્મનો નહિ સ્વપ્નમાં એ સ્હેજ પણ સત્કાર જ્યાં.
દંપત્તિની નીતિ વિના.- ૯

## "સંસારનો ફોકટ ફેરો ન જવા માટે"

**બલિહારી રસીયા ગીરધારી..........એ લય.**

વિચારી વિચારી ડગ ભરંજે હરિ નામ લે,
જંજાળી, ભવસાગરવાસી, ફોગટ આ ફેરો, થઇ જશે.

ભવની જંજાળો તુજને ભક્તિના ભાવમાંથી,
ભૂલાવી નાંખે ભવ માંહે, હરિ નામ લે,
જંજાળી, ભવસાગરવાસી .... ... .... ... .... ૧

રંગે રસ ભરીયું તારૂં જોબન વહી જાય છે રે,
ઘડપણુ આ ગોથાં ખાતું આવે, હરિનામ લે,
જંજાળી, ભવસાગરવાસી .... .... .... .... .... ૨

ઘડપણુમાં શક્તિ તારી ઘટવાને લાગીરે,
આયુષની અવધી છેક આવી, હરિ નામ લે,
જંજાળી, ભવસાગરવાસી ... .... .... ... ... ૩

યમના દૂતો રે તારી ગરદન પર ઝુકશેરે
સગાં સંબંધી દૂર થાશે, હરિ નામ લે,
જંજાળી ભવસાગરવાસી ... .... .... .... .... ૪

સંસારરૂપી મોટો સાગર તરવીને,
ધર્મરૂપી છે નામ મોટું, હરિ નામ લે,
જંજાળી ભવસાગરવાસી .... .... .... .... .... ૫

ભજનાંમૃત પીતાં પ્રાણી ભાવટો ભાગશેરે.
"મોહન" મન ઈચ્છા પૂરણુ થાશે, હરિ નામ લે,
જંજાળી ભવસાગરવાસી ફોગટ આ ફેરો થઇ જશે. ૬



# " ભારત ભિખારી આ થયું ? "



– હરિગીત–

લઇ જન્મને આ લોકમાં લક્ષણુ વિચાર્યું ના કંઇ
સંપત્તિનું સદ્દબીજ તે શોધી સુધાર્યું ના કંઇ
અવિચારથી આપત્તિનું વાદળ બધે આવી રહ્યું
કર્તવ્યની કિમ્મત વગર ભારત ભિખારી આ થયું. ૧

મળ્યું મસ્ત આ મનુષત્વ પણ મનુષત્વનું શું તત્ત્વ તે ?
સમજ્યા નહિ કોઇએ સુહૃદ સર્વે ગુમાવ્યું સત્વ તે
મૂક્યું ઘરાણે મોજમાં ગયું તો પછી તો તે ગયું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૨

રક્ષણુ કર્યું નિત રાખમાં ધનવાનોએ ધનનું જઈ
ભક્ષણુ કર્યું સો ભાવતું જિહ્વા સ્વછંદી જ્યાં થઇ
પંચાત જ્યાં છે પેટની પુરૂષાર્થ ત્યાં આવી રહ્યું
કર્તવ્યની કિમ્મત વગર .... ... .... ૩

બી.એ. થઈ નિજ બુદ્ધિથી નર બુંદ પીતા થઇ ગયા
એમ. એ. થઇ વળી એક ડિગરી એ થકી આગળ વધ્યા
કહેવાથી શું ? એથી અધિક સૌ સુજ્ઞના મનમાં રહ્યું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૪

ઉદ્યોગના આરંભમાં આશા ઉરાડી આભલે
સુખથી સ્વિકારી ગુલામગીરી નિજ બુદ્ધિના ઉંધા બળે
પોતે સ્વિકારી પૂર્ણ પણ વળી અન્યને પણ એ કહ્યું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૫

હુન્નર ગુમાવી હાથના હિણુ ભાગ્ય સૌ હાથે થયા
દોરા તણી પણ એક દૃઢિ પરદેશમાં લેવા ગયા
પરવશ થઇ પોતે અને પોષણ વળી પરવશ કર્યું
કર્તવ્યની કિમ્મત વગર ... ... .... ૬

ધંધા મહીં ધનિ માત્ર એકજ વ્યાજ ખાવાને ગયા
ખાધું ખવાયું તે પછી ખંખેરીને ખાલી થયા
ખળ લોક તે સૌ ખઇ ગયા નિજ નાણું તે રાણું થયું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૭

બાંધવ કને નિજ બાપના બે દોકડા લેવા ગયા
પણ વેંચણીમાં વિષ ઉમેરી માંહોમાંહ્ય લડી મુઆ
દીધું ભરી દરબારમાં પછી દેવું શું ? લેવું રહ્યું ?
કર્તવ્યની કિમ્મત વગર .... ... .... ૮

આળસ અને અધિરાઇમાં સૌ આર્ય નર ઊંઘી ગયા
નિજ હાથમાં કુંદન છતાં તે કાંકરા વિણતા થયા

જાગી પડયા ઝબકી પછી જ્યાં ખિસ્સુ આ ખાલી થયું
કર્તવ્યની કિમ્મત વગર .... .... ... ૯

ઉત્કર્ષ દેખી અન્યને દિલની મહીં દુઃખીયા થયા
ઈર્ષા કરી તેને જબર જડમૂળ કરવાને ગયા

પીવાય નહિ પુરૂષાર્થથી પણ ઢોળવા તૈયાર સૌ
કર્તવ્યની કિમ્મત વગર .... ... .... ૧૦

જે ડાળ પર બેઠા અબુધ તે ડાળ પણ દાબી અરે ?
કાપી કરમ ચંડાળ વળી બીજ બાળવા બુદ્ધિ કરે

એવી અધમ વિદ્યા ભણ્યા ત્યાં ઐક્ય બળ આઘું ગયું.
કર્તવ્યની કિમ્મત વગર ... .... .... ૧૧

શોધ્યું નહિ કોઇએ સ્વરૂપ શું સંપનું ? સંસારમાં
ના જંપ પણ જીંદગી તણો જોઇએ કદિ જંજાળમાં

ખરૂં તત્ત્વ ખોતા એમ સૌ આયુષ્ય પણ એળે ગયું
કર્તવ્યની કિમ્મત વગર .... ... .... ૧૨

સમજયા સ્વતંત્રજ અર્થ સિદ્ધી આપ આપની સ્વાર્થમાં
પણ તે નહિ સમજયા કંઇ શું ? સ્વાર્થના પુરૂષાર્થમાં

કાયા ધરાણે કાઢી પણ કોડી કફન કંઇ ના રહ્યું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૧૩

ઉદર તણા સૌ કાજમાં બહુ વેશ બદલી આપના
  તજી દેશ હા ? પરદેશ પોંચ્યા પણ ટળ્યો કંઇ તાપ ના
આખી જુવાની એમ ગઇ પણ હૃદય ના તૃપ્ત જ થયું
  કર્તવ્યની કિમ્મત વગર ... ... .... ૧૪

વૈભવ તણી સૌ વાતમાં સંસાર શ્રેય ગણી રહ્યા
  વિશ્વાસુને વિશ્વાસ દઇ વ્યવહાર ત્યાંજ કરી રહ્યા
વ્યભિચારી મન રાખી કરે અવિચારનાજ વિચાર સહુ
  કર્તવ્યની કિમ્મત વગર .... ... .... ૧૫

આચારનો વિચાર નહિ સત્કાર ના સજ્જન તણો
  અંબાર માત્ર અધર્મનો એ અર્થ સમજ્યા આપણો
આ વ્યર્થ મન વ્યાકુળ રહે ત્યાં વિત્ત સૌ વેરાઇ ગયું
  કર્તવ્યની કિમ્મત વગર ... .... ... ૧૬

જાતિ તણું નહિ નામ કરી પ્રીતિ સદા આ પેટની
  ભીતી ધરી ન ભવિષ્યની બુદ્ધિ તજી નિજ નેકની
લે સત્યની સુગંધ ના રજ સ્વપ્ન તે સૌ થઇ ગયું
  કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૧૭

એવી અધમતામાં ઉદય કે અસ્ત કંઇ જોયો નહિ
  વળી મસ્ત રહી નિજ મસ્તીમાં મન મેલને ધોયો નહિ

ખોયો પરસ્પર બંધુભાવ અભાવ ટાણું આદર્યું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૧૮

શોધ્યું નહિ સાધન હમેશાં કોઇએ આ કાળનું
ઘરની તજી ગંગા ગયા પાણી પીવાને ખાળનું
લોભી થયા જ્યાં લોભીઓ ધન સર્વ ત્યાં ધૂતાઇ ગયું
કર્તવ્યની કિમ્મત વગર .... .... .... ૧૯



# "અમે પણ બ્રહ્મ તો એવા?"

—ગઝલ.—

અમે પણ બ્રહ્મ તો એવા ? ભિતરથી ભાળવા જેવા ?
જુઓ છે જગતમાં કેવા ? અમે પણ. ૧

અણે દુનિયા અમે તેવા તથાપિ તત્ત્વશિલ તેવા ?
છીએ તો બસ છીએ જેવા ? અમે પણ. ૨

છીએ અક્કલ તણા રાશી ભણી કકકો ગયા કાશી,
થયા તેમાં વળી ખાસી. અમે પણ. ૩

છતાં નાથ્યા પછી કોઇએ કુલાવ્યા નામના કોઇએ,
[1]અનૂકે આંખથી જોઇએ. અમે પણ. ૪

---

૧. અનૂકે=પાછળ.

બનાવી [1]બુટ્ટિ તો લઇએ બીજાને બુટ્ટિ તે પાઇએ,
અમારી મસ્તીમાં કહીએ. અમે પણ. ૫

સતાવી કોકને દઇએ નમાવી કોકને લઇએ,
દિવાના લોકને કહીએ. અમે પણ. ૬

દબાવી ભક્તને દઇએ ડુબાવી જગ્તને દઇએ,
અમારી એજ ગત કહીએ. અમે પણ. ૭

## "દ્વિજાવસ્થા?"

**નાથ કયસે ગજકો બંધ છુડાયો—એ લય.**

હરિ હવે વખત શો? વિપ્રનો આવ્યો !
ધરી ઉત્તમ જન્મ ગુમાવ્યો. હરિ હવે. ૧

દઇ ઉપદેશ બીજાને અવળો
જેમ તેમ દામ કઢાવે,
સાચાનું જુઠું કરી એક બીજાને
અવળા ઊઠાં ભણાવે. હરિ હવે. ૨

વેદાધ્યન હર્નિશ થતું જ્યાં
હોમ હવનના અખાડા,

૧. બુટ્ટી=ભાંગ.

તે સ્થળ આજે વેદ વિહિન થઇ
નીકળે છે ચિરૂટ ધૂમાડા. હરિ હવે. ૩

ગાયત્રી ગુમાવીને બેઠા ને
સંધ્યાનું મૂકયું પાણી;
હોમ, હવન, જપ, તપ સૌ ખોયા ને
ખોયું છે બ્રહ્મનું પાણી. હરિ હવે. ૪

છાબ લઇ ફુલપાન તણી
ફરે બ્રાહ્મણ થઇને ભૂત,
પાઇ મળે પરમેશ્વર માનીને
શૂદ્રને ગણતા ભૂપ. હરિ હવે. ૫

અક્ષર જ્ઞાન ન હોય તથાપિ લે
ટીપણું શિરમાં ખોશી;
ભોળા અને વહેમી જન પાસે
જૂઠી કરે વાત જોશી. હરિ હવે. ૬

માન ઘણું મહીમાં હતું જેના
પાય પીતું સૌ પખાળી,
પાઇ તણા ભાઇ લોભી બની
કરે *ખાસડાંની રખવાળી. હરિ હવે. ૭

* આ અનુભવ મુંબઇમાં ભૂલેશ્વર, બાબુલનાથ વગેરે દેવ મંદિરનો છે.

ઝોળી લઇ નિત ઉદ્યમ માંડયો
ભિક્ષા તણો હુરખાઇ,
ઘર ઘર ભટકી કરે ધન ભેગું
અંતમાં થાય ભવાઇ. હુરિ હુવે. ૮

ઋષિ, મુની, મહારાજા કહી
જેના ઇંદ્રાદિ કરતા વખાણુ,
તે બ્રહ્મ તેજ ગુમાવી ગયા બની
શુદ્ર જાતિના ગુલામ ! હુરિ હુવે. ૯

સંગત દોષ વધ્યો જગ સારે
લાલચ માંહી લોભાણા;
ધર્મ તણા સુવિચાર તજયા
પછી દુર્ગુણુ આવી ભરાણા. હુરિ હુવે. ૧૦

દેશ તજાય ભલે કોઈ કાળે
વેશ તજી કેમ દઇએ ?
એ અભિમાન ગ્રહી મન "મોહુન"
પ્રેમી પ્રભુના થઇએ. હુરિ હુવે. ૧૧

—※—

# " હિંદના બાળક અમે "



—હરિગીત—

નવ અન્યને કંઇ દોષ કરવો રોષ તે મિથ્યા હવે,
  આ કર્મનો જ્યાં કોષ એવો વ્યર્થ ત્યાં વદવું હવે;
સન્નીતિને સમજ્યા વિના સંતાપ કાંઇએ ના સમે,
  હિણભાગ્ય સૌ હાથે થયા આ હિંદના બાળક અમે.—૧

મોઘું મળ્યું મનુષત્વ પણ સોંઘું કર્યું તે સ્વાર્થમાં,
  નિજ સ્વજનની સંભાળ માત્રજ સત્ય ગણી પરમાર્થમાં;
ભૂલી અમારો ધર્મ અંતે એમ સૌ ખોયું અમે,
  હિણભાગ્ય સૌ હાથે થયા .... .... ... ૨

નવ દાખવી દિલમાં દયા કોઇ દેશોં પરદેશી થઇ,
  દીધું નહિ કંઇ દાનમાં જ્યાં દેશની સેવા રહી;
તોએ તીજોરી તર નહિ પણ ભાવિમાં ભિક્ષુક અમે,
  હિણભાગ્ય સૌ હાથે થયા .... .... .... ૩

ભકિત બતાવી લોકમાં ભૂંગળ ભૂંકી ભારત તણી,
  પણ ભાવના ભગવાન જાણે શું રહી ? આ મન તણી;
તેથી તમાસો દેશને આ વેશનો આજે દમે,
  હિણભાગ્ય સૌ હાથે થયા .... ... ... ૪

કહેતા અમે સૌ આર્ય પણ નથીં અંશ આજે આર્યનો,
[1]વિધ્વંશ કીધો વાતમાં સૌ આર્ય કેરા કાર્યનો;
શું આર્ય ? કે અનાર્ય તેનો અર્થ ના જોયો અમે,
હિણભાગ્ય સૌ હાથે થયા .... .... .... ૫

કેળવણીને નવ કેળવી કેળવણી શું કહેવાય છે ?
અવલોકીં નહિ આંખે જરી ફળ તેનું આ દેખાય છે,
બળ બુદ્ધિનો થઇ નાશ ઠોઠજ થઇ ગયા લોકો અમે,
હિણભાગ્ય સૌ હાથે થયા .... ... .... ૬

ગૃહિણી ગણે ગૃહધર્મ એ ગૃહ આપણે સંભાળવું,
ગૃહસ્વામિ સમજે એજ આ ગૃહ દ્રવ્યથી ભરી કાઢવું;
[2]પ્રાપ્તવ્ય જો કેળવણીમાં તો એજ પ્રિય પેખ્યું અમે,
હિણભાગ્ય સૌ હાથે થયા .... .... ... ૭

[3]દારા ચલાવે દોરી જે આ ખલ્કમાં ખોવા તણી,
ચતુરા ચલાવે એજ એકજ દોરી પણ સંસારની;
નથી તે ગતિ કંઈ ગૃહિણીમાં તેથી દશા આજે દમે,
હિણભાગ્ય સૌ હાથે થયા .... ... .... ૮



૧ વિધ્વંશ=પરાજય. પ્રાપ્તવ્ય=મેળવવાપણું. ૨ દારા—સ્ત્રી.

# " ચિન્તામણી "



—હરિગીત.—

જન્મીં ઓ ! જોયું નહિ આ જન્મનું ફળ કયાં રહ્યું,
  બળ કયાં રહ્યું તે બુદ્ધિનું મન વ્યર્થ વિશ્વાસે વહ્યું;
હળ હાથમાં લઇ દેશ ને દુનિયા અરે ? ખેડી ઘણી,
  પાસે છતાં પરખ્યો નહિ ચિત્ત આ થકી ચિન્તામણી. ૧

આંખો છતાં અંધા થયા રહી અંધશ્રદ્ધામાં સદા,
  નિજ કર્મનો નવ મર્મ જાણ્યો જીગરથી કોઇએ કદા;
લાગ્યો મનસ્વિ રંગ જે તે અંગમાં મુકિત ગણી,
  પાસે છતાં પરખ્યો નહિ... .... .... ૨

ભેળા થયા સૌ ભકત થાવા જગતમાં જોડે મળી,
  પણ ભક્તિ તે ભગવત તણી કોઇએ હૃદયથી ના કળી;
કૂટી અહોનિશ કાંકરા કાં કિમત ના કાયા તણી ?
  પાસે છતાં પરખ્યો નહિ... .... .... ૩

આશા હૃદયમાં એક એકજ આભમાં ઉડવા તણી,
  પણ પક્ષ વિણ કયાં શકિત તે ? રે ! આભને અડવા તણી
સમજ્યા વિના ખોયું સહજ સૌ એમને એમજ બની,
  પાસે છતાં પરખ્યો નહિ.... .... .... ૪

સુવિચાર સારાસારનો તલ ભાર ના તોળી રહ્યા,
  બોળી બધી દુનિયા દશાના ડહાપણો ડૉળી રહ્યા.
ઘોળી હળાહળ વૃત્તિમાં હાથે ચુર્શી હીરાકણી,
  પાસે છતાં પરખ્યો નહિ.... .... .... ૫
ભગવાં કીધાં ભગવાન મળવા પણ મળે ભગવાન ક્યાં ?
  ભગવાં તણો વિશ્વાસ શો ? જ્યાં ભાવનાઓ ભ્રષ્ટ ત્યાં;
મિથ્યા હૃદયનો મોહ એ લઇ મૂર્ખતાની ચારણી,
  પાસે છતાં પરખ્યો નહિ.... .... .... ૬
વેદાન્તમાં વાણી મધુર પણ મન મધુર આ ના થયું,
  માન્યું મમત્વે જે મધુર તે આ મધુર એકજ રહ્યું;
ખોટું ખરૂં એમજ છટાથી છાકમાં વાતો છણી[1]
  પાસે છતાં પરખ્યો નહિ.... .... ... ૭
માળા ઝુલાવી માનીએ કરીએ ભજન કીરતારનું,
  પણ કોણ જાણે ? ક્યાં હશે ? દિલ દોડતું દરબારનું.
ના પાર તે પામ્યા કંઇ શો પાર ? તે લેવો શણી,
  પાસે છતાં પરખ્યો નહિ.... ... ... ૮
જિહ્વા જપી રહી જાપ લઇ આલાપ ઓળખવા વિભુ
  પણ શું જપાએ જાપ ? તે ના જાણીએ જાતે પ્રભુ !
થયું ભ્રષ્ટ-ભાવે સર્વ એ કથની હુવે કર્મો તણી,
  પાસે છતાં પરખ્યો નહિ ચિત્ત આ થકી ચિંતામણી. ૯

---

૧ છણવું—કસ કાઢવો. ચીકણું કરવું.

પાડોશી તાણું ભાગ્ય નિહાળી દુર્બળતા દિલ રાખે
તે દેશીનુ ડોળ ધરી શું ? દેશનુ દરદ નિવારે.
આજ કયાં કરૂં . ૬

જયાં જોઉં ત્યાં થાય બખેડા શાન્તિ ન કાંઇ ભળાયે
ઘર ઘર સ્વાર્થ રહ્યા છે વ્યાપી અન્ય વિષય નવ ચાલે.
આજ કયાં કરૂં ? ૭

શોખ વધ્યો ગઇ લક્ષ્મી ઝપાટે અવગુણ અલગ ન થાયે
અધમતા હજુ બાકી રહી શું ? ગરીબનાં ઘર ઘાલે.
આજ કયાં કરૂં ? ૮

યંત્ર થકી પરતંત્ર થયા ગઇ બાજી બીજાને હાથે
પાણી તણા એક બુંદ તણી પણ નવ રહી ચાવી હાથે.
આજ કયાં કરૂં ? ૯

ભૂલ કદિ જો આવી બતાવે તે પર વેર ચલાવે
દ્વેષ તણો [1]ઉન્માદ વધારી જયાં ત્યાં આવી સતાવે
આજ કયાં કરૂં ? ૧૦

આ અવગુણ મુજ દેશ મહીં વિભુ કયાં થકી આવી ભરાણા
કરી અરજી અગણિત તથાપિ ગર્વ વિષેજ ઘવાણા
આજ કયાં કરૂં ? ૧૧

---

૧ ઉન્માદ=તોફાન, અભિમાન.

# "હિંદની અરજી"



## શું કહું ? કથની મારી રાજ, શું કહું ? કથની મારી—એ લય.

ક્યાં કરૂં અરજી ? મારી આજ, ક્યાં કરૂં અરજી ? મારી.
થઇ ફોગટ આશા મારી આજ ક્યાં કરૂં ? ૧

દિવ્ય હતો જ્યાં દેશજ મારો, દિવ્ય હતા જન સારા
દેશી મટી પરદેશી તણા સૌ કરવા લાગ્યા ચાળા.
આજ ક્યાં કરૂં ? ૨

ભાઇ તણા કરવાને ભવાડા અંતરમાં હરખાતા
મિલ્કત તાત તણી વ્હેંચાવા, જઇ દરબાર ભરાતા.
આજ ક્યાં કરૂં ? ૩

સંપત જે હતી સંપતણી તે હાથથી આપ ગુમાવી
નિષ્ફળ નાદ નકામો રાખે કુસંપના બીજ વાવી
આજ ક્યાં કરૂં ? ૪

પ્રાણ થકી પણ પ્રિય ગણાતું દ્રવ્ય તણી ગત મોટી
વિષ્ણું તણી વ્યવસાય તજીને લક્ષ્મીથી થાય કસોટી.
આજ ક્યાં કરૂં ? ૫

*　*　*　*

દ્વેષ ટળે સુંખ સંપ વધે કહે "મોહન" ચરણે નામી
પ્રેમ ધરી પ્રભુ હિંદતણી આ અર્જ ન જાય નકામી
આજ ક્યાં કરૂં ? ૧૨

# "કોડી કમાયો રે નહિ?"

—હરિગીત.—

પ્રેરાઇને નિજ પૂર્ણ કૃતિથી જીવ આ જ ગતિ વિષે
ભૂલ્યો સ્વરૂપનું ભાન નિજ *ભોથડ પશુવૃત્તિ વિષે
ફૂલ્યો વૃથા જઈ વાદમાં ઉન્માદના અશ્વે ચઢી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૧

ખોયો અમુલખ લાભ આવી કંઇ મળ્યો સત્કર્મથી
વખતે વિચાર્યો તે નહિ લવ લેશ પણ નિજ ધર્મથી
ઊંઘ્યો અધમ થઇને અઘોરી ઘોર નિદ્રામાં રહી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૨

કાચી છતાં કાયાતણું અભિમાન આગળથી કર્યું
મ્હારી કહી માયા તણું અજ્ઞાન અંતરમાં ભર્યું

---

* ભોથડ=મૂર્ખ.

તેથી હણાયું [1]હીર સૌ ગુણ બુદ્ધિ ત્યાં ઘેરાઇ રહી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૩

નિસ્સાર આ સંસાર પણ સૌ સાર ત્યાં સમજી રહ્યો
અતિ પ્યાર એકજ પુત્ર ને પરિવાર પ્રમદામાં રહ્યો
પણ વ્યર્થ એ વિશ્વાસ વિતવામાં ન બાકી કંઇ રહી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૪

તરવા મળી તૈયાર નૌકા કોઇ ઉત્તમ યોગથી
પણ ના તરાયું એ થકી ડુબ્યો અધમ ઉપભોગથી
રતિમાં વધ્યો અતિરોગ ને મતિ ભ્રષ્ટ થઈ ભ્રમમાં રહી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૫

કર્તવ્યનો નિત બોધ પણ [2]અવરોધ જ્યાં આ બુદ્ધિમાં
શો શોધ ? ત્યાં આ વસ્તુને શમ, દમ, દમાદિ શુદ્ધિમાં
હાથે થયો હતભાગ્ય એથી મૂઢ રહી મમતા મહીં
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ? ૬

પીડા અરિષ્ટ પ્રપંચની પળવાર વાંચી વિચારમાં
પણ શું ? હૃદયમાં લાભ એથી લોભના વેપારમાં
મિથ્યા મનન માન્યું અરે ? મદ મોહમાં અંધા રહી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ! ૭

---

૧ હીર=બળ. ૨ અવરોધ=રોકાણ, અટકાવ.

રસ માત્રમાં રાજી થતાં કસ નષ્ટ આ કાયા તણો
યશ કંઇ નથી આ લોકમાં જંજાળી થઇ [1]જાયા તણો
આયા નહિ ગોવીંદ ગુણ એથી વિમાસણ થઇ વડી
આ જીંદગી થઇ જીર્ણ પણ કોડી કમાયો રે નહિ ? ૮

## " અમારા શોખને માટે ? "

—ગઝલ.—

કીધી છે નેક દાનતની
ખરાબી જગતમાં આવી;
વળી બદનામી શિર લીધી,
અમારા .... .... શોખને માટે ?

ફુલાઇ ફાંકડા ફરતા,
બજારે રોદડાં રડતા;
મફતની ભીખ પણ લીધી,
અમારા .... ... શોખને માટે ?

---

૧ જાયાતણો-જન્મ્યાનો.

નહિ પૈસો મળે પાસે,
  નસીબ અજમાવવાં માટે;
ટિકીટ સરતો તણી લીધી,
  અમારા .... .... શોખને માટે ?

કરી સટ્ટો ? ગુમાવી સૌ,
  અમારી આબરૂ ગામે;
દીધી શિક્ષા નહિ લીધી,
  અમારા .... .... શોખને માટે ?

ઘણી ગમ્મત વિષે જાતા,
  તજી નિદ્રા દુઃખી થાતા;
ખરાબી તન તણી કીધી,
  અમારા ... .... શોખને માટે ?

કમાણી કારમી કીધી,
  ખરાબી મિત્રમાં કીધી ?
નહિ વાતો શિખ્યા સીધી,
  અમારા .... .... શોખને માટે ?

રહીએ એકલા જયાં ત્યાં,
  મકાનો વારી મ્હોટાં,

કમાણી તેહમાં દીધી,
  અમારા .... .... શોખને માટે ?

*   *   *   *   *

બનો ઉદ્ધત નહિ ભાઈ,
  સુકર્મે વાપરો પાઈ;
ખરીદો આબરૂ ભાઇ,
  તમારા .... ... શોખને માટે ?

નીતિના નિત્ય કામોથી,
  રહીએ સત્ય ધર્મેથી;
જીવન સુખની જ એ રીતી,
  તમારા ... .... સુખને માટે ?

વદે 'મોહન' ભલા બંધુ,
  અમારા મિત્ર પણ તમ છો;
ખરા શબ્દો અમારા છે,
  તમારા ... .... સુખને માટે



# "રે! રે! અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યું?"



—વસંતતિલકા.—

દાખી અનીતિ સહુ કામ વિષે તથાપિ,
પામ્યો નહિ ગરથ ગામ તણો અદ્યાપિ?
શિક્ષા સુણી સરળ ના સઘળું બગાડયું,
રે? રે? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યુ? ૧

મિથ્યા જશે જીવન આ સઘળું ગુમાવે,
પસ્તાવ થાય પછીથી નહિ કામ આવે;
પાપિષ્ટ થઇ મનુષતત્ત્વ બધું ગુમાવ્યું,
રે?રે? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યુ? ૨

મોઘો મળ્યો મનુષ્યજન્મ તને અરે? જે,
કીધી નહિ સરસ જે કરણી કંઇ તેં;
હાથે કરી હરણ પુન્ય તણું કરાવ્યું,
રે? રે? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યું. ૩

રે? રે? દશા અધમ તું કરવા ચહે છે?
અગ્નિ વિષે પ્રજળવા કયમ પાય દે છે?

નારી નિહાળી નર વાનર થઇ ? ગુમાવ્યું,
રે ? રે ? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યું ? ૪

મિષ્ટાન્ન પાક જમવા બહુ જીભ ચાલે,
ફેન્સી બની સરસ ચાલ જણાવી ચાલે;
અંતે સહી સખત તાપ વિષે ઝુકાવ્યું,
રે ? રે ? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યું. ૫

પ્રેમી તણા પ્રણય શબ્દ સુણ્યા ઘણા તેં,
આરામ કાજ રચના રચવી ગણી તેં;
રે ચિત્ત ? રાખી જીવ મોહન ના જપાયું,
રે ? રે ? અધર્મિ જીવ આળસમાં ગુમાવ્યું. ૬



# સારી શીખામણ.



હું સોનારણ મદમાતી થઇ ભક્તાણી પંકાતી-એ લય.)

ગઇ મૂર્ખ અફળ જીંદગાની,
વા વાતો આ તોફાની;
સમજી હરિ શરણે જાની,
અમૃત પ્રાશન કરી પાની. ગઇ મૂર્ખ અફળ.

ખબર નહિ એક પલક તણી પણ,
  આભ ઉંડળમાં ઘાલે;
કેઇ વખત આવી જમ તારી
  ડોકી ઝડપે ઝાલે.          ગઇ મૂર્ખ અક્કળ.

પ્રીત તને પ્યારી પર છે પણ,
  અન્તે કામ ન આવે,
આ ભવસિંધુ સદ્દગુરૂ [1]નાવે,
  તરત કિનારો આવે.          ગઇ મૂર્ખ અક્કળ.

પુત્ર અને પરિવાર મળ્યો પણ,
  તૃષ્ણા ના ગઇ તારી.
અધવચ નાવ રખડતું થાશે
  કરશો આપ ખુવારી.          ગઇ મૂર્ખ અક્કળ.

સ્વજન સહોદર સુખનાં સાથી,
  દુ:ખમાં કામ ન આવે;
અધવચ નાવ રખડતું નાખી,
  યમનું દ્વાર બતાવે.          ગઇ મૂર્ખ અક્કળ.

મનમોહન મન રટણ કરી લે,
  ઘટ ઘટ વ્યાપી જે છે;

---

૧ નાવે=હોડીથી.

સમજ સમજ આ શુલભ શીખામ,
તારણહારો તે છે. ગઇ મૂર્ખ અફળ.

# ડોળઘાલુ શેઠાણી અને પાડોશી.

## સંવાદ.

**પાડોશી**–કેમ બાઇ ક્યાં ચાલ્યાં ? આજ કંઇ પૂર દમામમાં દેખાઓ છોને શું ,

**બાઈ**–કેમ ? કંઇ બોલતાં આવડે છે, કે બકીજ જાણો છો ?

**પાડોશી**–એમ કેમ વારૂ ?

**બાઇ**–"શેઠાણી" કહેતાં જીભમાં કાંટા ભાગતા હશે, ખરૂંને ?

**પાડોશી**–ઓહ ? તમારો રોફ ? દેશમાં તો કુવામાંથી પાણી ખેંચી ખેંચીને હાથમાં છાલાં પડયાં, ઘંટીઓના પથરા ફેરવી ફેરવીને હાથમાં ફોલ્લા પડયા, માથે પાણીનાં બેઢાં ઉચકી ઉચકીને ટાલ પડી અને મુંબઇ આવ્યાં કે "શેઠાણી" થયાં ? કેમ ?

**બાઇ**–ત્યારે શુ "શેઠાણીને" તે કંઇ છોગાં રાખવાં પડતાં હશે ? મારામાં શી ખામી જોઇ કે તમે મને "શેઠાણી" ના કહો ?

## ગઝલ. (હરિગીત.)

ચોળી ધરી કસતી અમે "શેઠાણી" કાં ના કો' તમે, ?
જુલ્ફા શિરે રાખ્યા અમે "શેઠાણી" કાં ના કો' તમે; ?
અત્તર લગાવ્યાં અંગ પર "શેઠાણી" કાં ના કો' તમે, ?
મોહી રહ્યાં નવરંગ પર "શેઠાણી" કાં ના કો' તમે. ?

* * * * * *

ઘરમાં ભલે ભુંગળ બજે "શેઠાણી" કહેવાયાં તમે, ?
કરીને તમાચે લાલ મુખ "શેઠાણી" કહેવાયાં તમે; ?
લોખંડ પર દઇ ઓપ ચાવી રોકમાં રાખો તમે, ?
ફરતાં બજારે શેરીએ "શેઠાણી" કહેવાયાં તમે. ?

* * * * * *

ધરૂં બુટ ઇંગ્લિશ પાયમાં "શેઠાણી" કાં ના કો' તમે ?
ચાલુ ચપળતા દાખવી "શેઠાણી" કાં ના કો' તમે ?
રૂમાલ છત્રી છે છતાં "શેઠાણી" કાં ના કો' તમે ?
સાથે રહે રામો છતાં "શેઠાણી" કાં ના કો' તમે ?

* * * * * *

સત્તર મળે છે શેઠને સિત્તેર ખરચો શોખમાં, ?
દેવું કરીને શેઠ પચ "શેઠાણી" કહેવાયાં તમે; ?

તંગી બહુ નાણાં તણી રામા વિના ચાલે નહિ, ?
કરતાં ખુશામત તેહની "શેઠાણી" કહેવાયાં તમે. ?

જનની છતાં નિજ બાળને લેવાય ના "શેઠાણીથી," ?
સહેવાય ના એ ભાર જો જો રાંકડાં "શેઠાણીથી; "?
નવ માસ રાખી પેટમાં ક્યમ વેઠ થઇ "શેઠાણીથી,"?
એ છે અચંબો ઉરમાં કયમ વેઠ થઇ "શેઠાણીથી,"?

કુલાઇ થાતાં ફાળકો જ્યમ "દેડકી" ફાટી ગઇ,
હલકાપણું તમ દાખવો ના લાજ એમાં કંઇ રહી;
"સીતા" સમાણાં થઇ રહો શૂરા–પણું કંઇ દાખવો,
દુઃખ દર્દિનાં જો દૂર કરો "શેઠાણી" પદ એ મેળવો.

*  *  *  *  *  *

"મોહન" કથે મલકાવ ના "શેઠાણી" પદ ના સ્હેલ છે,
અક્કલ વિના મળશે નહિ "શેઠાણી" પદ ના રહેલ છે;
આપી અપંગો રીઝવો "શેઠાણી" પદ તો રહેલ છે,
શીયળ તમારૂં સાચવો "શેઠાણી" પદ તો સ્હેલ છે.



# "યુવાની એ વીતી ગઇ??"

ગેઝલ (હરિગીત.)

ફરતા અમે નિત મોજમાં યુવાની એ વીતી ગઇ,
લાલી હતી જે ગાલની યુવાની એ લેતી ગઇ;
અક્કડ થઇ ફરતા અમે યુવાની એ વીતી ગઇ,
કરમાં રહી ગઈ જેષ્ટિકા યુવાની બળ લેતી ગઇ.
મોજો અમારી કયાં ગઇ જુલ્ફી અમારી કયાં ગઇ,
રોનક સઉ તું લઇ ગઇ જુવાની હાઃ તું કયાં ગઇ;
આ તેજ પણ સૌ અંગનુ જુવાની તું લેતી ગઇ,
ખોખું ખરેખર દેહનું તું કયાં મને દેતી ગઇ?

# છેવટની ક્ષમા.

—ભેરવી.—

(મય તો તોરે દાવનવા લગી મહારાજ–એ લય.)

ચહું આજ તારી ક્ષમા દિન–નાથ.
ભોજન આ પીરસ્યું ભલું, પચરંગી પકવાન;
જેના હૃદયે જે ગમે, તે કરજો ગુણ–ગાન.
ચહું આજ તારી ક્ષમા. ૧

હોય ભલે ખાટું કદી, સ્વાદે તિક્ષણ જાણ;
ગુણ તેના વિધવિધ દિસે, તે સમજે ગુણવાન.
ચહું આજ તારી ક્ષમા. ૨

મોતી મોઘા મૂલનું, અબુદ્ધ કર જો જાય;
પટકી નાખે કીચમાં; કિમ્મત શું અંકાય ?
ચહું આજ તારી ક્ષમા. ૩

રામ નામ પોપટ પઢયો, પણ સમજ્યો નહિ રામ;
જો સમજે શ્રી રામને, અવિચળ પહોંચે ધામ.
ચહું આજ તારી ક્ષમા. ૪

કરજોડી લેખક કહે, ભૂલ હશેજ અમાપ;
સજન સુધારી વાંચશો, એ ઉપકાર અમાપ.
ચહું આજ તારી ક્ષમા દિનનાથ. ૫






# એક કહાણી.



—દોહરા.—

નગર એક રળિઆમણું,
નૌતમ પુર છે નામ;
સ્વર્ગ સમી શોભા હતી,
સ્વર્ગ સમું છે ધામ. ૧

"ધનનંદન" એક શેઠીઓ,
અઢળક ધન માલીક;
અગણિત ધન પેદા કરે,
પ્રભુ પર રાખે પ્રીત. ૨

સુખ સંપત દીધી ઘણી,
પુત્ર તણી છે ખોટ;
શેઠાણી ગુણીયલ સતી,
રહે આનંદ સજોડ. ૩

કરે સ્તુતિ પરમેશની,
ધરમ નિયમ વ્રત ખાસ;
જોશ બતાવે જોશીને,
કરે દાન ઉપવાસ. ૪

ઘણાં વરસ વીતી ગયાં,
ઉમ્મર થઇ આધેડ;
પ્રભુ કૃપાથી અવતર્યો,
રત્ન રૂપ તન એક. ૫

જાતકર્મ કરી પુત્રનું,
દીધાં દાન અનંત;
પક્ષ શુદ્ધમાં જનમીયો,
નામ ધર્યું "શશિકાન્ત." ૬

વય થાતાં વિદ્યા ભણ્યો,
શીખ્યો સર્વ કળાય;
શીખ્યો શાસ્ત્ર ઘણાં વળી
વિધ વિધ જાણે ન્યાય. ૭

કીર્તિ થઇ દશ દિશમાં,
નીકળ્યો બાવન વીર;
માત પિતા રાજી થયાં,
હૃદયે ધરતાં ધીર. ૮

રત્નપુરીના રાજ્યમાં,
ધનનંદનનો મિત્ર;
છે કન્યા એક ગુણવતી,
ગુણીયલ ઔર ચરિત્ર. ૯

રૂપ, ગુણ, વિદ્યા, તેજમાં,
શશિકાન્ત સમ તોલ;
તે સાથે વિવા' કર્યો,
મિત્ર તણો ધરી કોલ. ૧૦

થોડા દિન વીત્યા પછી,
શશિકાન્તની માત;
પ્લેગ ઝપાટે સંચરી,
સ્વર્ગ ભુવન વિખ્યાત. ૧

મરણ થયું જ્યાં નારનું,
વિવાહ થયો સમશાન;
વિત્યા દિન ઘોડે ચડ્યા,
શેઠ તણી ગઇ શાન. ૧૨

“પુત્ર રત્ન હોય બારણે,”
“ફરી પડે સંસાર;”
“મૂર્ખ શિરોમણિ તે થકી”
“અદકો કોણ ગમાર”. ૧૩

## —હરિગીત.—

ઉમ્મર થઇ છે શેઠની હાવે અહીં પચ્ચાસની,
શેઠાણી આવ્યાં સાસરે સંસાર પીડા ત્રાસની;
"બીબી થયાં વરજોગ જોબન રંગ પૂરણ આવીયું"
"મીયાં થયા છે ઘોર લાયક મ્હોત તેડું આવીયું." ૧૪

એવી સ્થિતિ છે શેઠની નવયૌવના શેઠાણી છે,
"રૂપાળી" છે વળી નામ તેવા ગુણની રહી ખામી છે;
ના શેઠની કંઇ ધાક ચાલે યૌવને બ્હેબાકળી;
અભિમાન, ઉછ્રૃંખલપણું, પરવા ન કરતી કો તણી. ૧૫

નિત જાય દર્શન દેવનાં પણ ભાવના ભુંડી કરે ?,
એવા ઉપાયો નિત્ય ત્યાં દેવો બિચારા શું કરે ?
દુસ્સંગતિના દોષથી સત્કર્મ પર પાણી ફરે ?
એ રીત ધનનંદન તણી ગૃહિણી હમેશાં આચરે. ૧૬

"વિવેક ને મર્યાદની મર્યાદ મૂકી જ્યાં થકી"
"છે રાજ્ય નાનું તેહને બાજી બગડતી ત્યાં થકી;"
"મન દાબમાં જેનું નથી આખર ફજેતી તે કરે"
"એ રીત ધનનંદન તણી ગૃહિણી હમેશાં આચરે" ૧૭

પણ પ્રેમ છે શશિકાન્ત પર નિરખી હૃદય નિજ ઠારતી,
અંતર ઘણો ઉછરંગ મળવા પ્રેમ નયણાં ઢાળતી;
શેઠાણી મન અકળાય છે આ વાત કોને જઇ કહું,
"જોબન ઝબુકે આ જતું સંસાર દાવાનળ થતું." ૧૮

"આણી ઉરે ઉરમી કદિ જો પુત્ર પ્રેમ સ્વિકારશે,"
"એ હાર છે હૈયા તણો મમ હૃદય શાંન્તિ તો થશે."
"જીવન સમરપણ મેં કર્યું આ જન્મ સાર્થક તો થયો"
મન ધારણા એવી ધરી વિવેકને બાજુ ધર્યો. ૧૯

સંકલ્પ મન એવો કરી દિન આથમ્યો રાત્રિ પડી,
કરવા મનોરથ સિદ્ધ તેના ઘર વિષે આવી ચડી;
આનંદથી નિદ્રા કરે સુકુમાર પોઢી પલંગમાં,
જોઈ રૂપ રઢ લાગી રહી નથી ફેર આ ને અનંગમાં.૨૦

"એ 'કામ' ને હું છું 'રતિ' વિયોગ દુઃખ શાને સહું?"
"કર શાન્ત બસ આ ઉરને તન તાપ સંતોષે સહુ."
નિદ્રા વિષે ભરપૂર છે નિજ આંખડી ખોલે જદા,
જઇ પાસ સુત જગાડીયો વદી પ્રેમ વચનોથી તદા.૨૧

ઝબકી અને બેઠો થયો આશ્ચર્ય મન થાયે ઘણું,
સાષ્ટાંગ કરીયા માતને મસ્તક નમાવી આપનું;
"પાવન કર્યું મુજધામ આવી આ પગે કરૂણા કરી,
થઇ સ્તબ્ધ મુખ લેવઈ ગયું પણ હૃદયમાંહિંમત ધરી.૨૨

હિંમત અતિશય રાખીને હિંમતભર્યાં વચનો વદી,
"છે આપનું કંઈ કામ કો' હાઃ એજ મારી વિનતી."
વિચાર મનમાં રે ? કરે "હેતુ સમજ વિણુ " હા " કહું
કંઇ ભેદ છે આ અવનવો ભોળાઇ ભુલ ખાઉં સહુ. ૨૩

પુત્ર–"કંઇ રંગ નવલી રીતના દેખાય કારણ શું હશે ?"
"કંઇ ઢંગ ઊંધો છે અરે ? શું કામ તે આવી હશે ?"
શેઠાણીએ જઇ પાસ તેનો હાથ ઝડપે ઝાલીયો,
માતા–"આ પ્રાણુ હું અર્પણુ કરૂં મુજ જીંદગીજ બચાવીલ્યો.૨૪

"આધાર છે આ વિશ્વમાં તારા વિના બીજો નહિ"
" મારા સમોવડ તુંજ છે ના અન્ય આરાધું કંઇ "
"છું વ્યાકુળિ તુજ કાન્તિમાં મુજ શાન્ત કર આ દેહને"
" ઘેલી થઇ યાચું તને તરછોડ મા મુજ સ્નેહને. " ૨૫

પુત્ર–"આ શું ? ભયંકર શબ્દ છે, વળી આ દિસે શું આકૃતિ"
"આ શું ? ભયંકર સ્વપ્ન કે સાચી હશે આ જાગૃતિ ?
"આ શા ? ભયાનક શબ્દ મારા કાનમાં અથડાય છે !"
"આ શા દિસે નવરંગ ? અંતર દેખી બહુ અકળાય છે."૨૬

" પ્રાણુ શું અર્પણુ કરો ? વળી જીંદગીજ બચાવ શું ? "
"કાન્તિ ? અને શાન્તિ ? વળી શું ? વ્યાકુળી ઉદ્ગાર શું ?
"ઘેલાં થઇ શું યાચવું ? તોડીશ મા મુજ સ્નેહ શું ?"
"મુંઝાય મન મારૂં અતિ ન કળાય આ છે વાત શું ?"૨૭

**માતા**—" સમજી અને ગાંડા બનો શરમાવ ના કંઇ શામળા"
" ખટપટ કંઇ નભશે નહિ તમ વિણુ નયણો આંધળાં"
" રંગે રમો સુખચેનથી આનંદ ઉરમાં લાવીને"
" સંસારનો સૌ સાર સમજી પ્રેમ–તાન લગાવી લે." ૨૮

" ભુખ્યા જનો રખડે ઘણા અનદાન દેવું તેહને"
" રક્ષણ વળી કરવું ભલું બાળે હુતાશન જેહને"
" તરશ્યા જનો તલસે કદિ જો નીર નિર્મળ જોઇને"
" અમૃત દઇ આશિશ લે છે સ્વાર્થ પોતે ખોઇને." ૨૯

" ભુખી થઈ છું પ્રેમની દો દાન મુજને પ્રેમનું"
" રક્ષો અરે? મુજ દેહને દુઃખ કામજ્વર આગનતણું."
" તલસી રહી છું પ્રેમના બસ ઘુટડા ભરવા અરે?"
" આશિશ મારી? રે? લઇ આનંદ ભર સુખથી રહે." ૩૦

**પુત્ર**—" રે? માત શું નરકે જવા? આ માર્ગ સાધો છો? તમે,"
" ભોજન દીધું પરમેશ્વરે પણ મૂર્ખ જન વિષ્ટા જમે."
" ગરીબાઇમાં પણ ધર્મ ધારી જે જીવન પૂરૂં કરે;"
" પરમેશ રાજી હોય ને અંતે સધામે સંચરે." ૩૧

મુજ તાતનાં પત્નિ તમે? માતા સમાં છો માહ્યરે?
ભુંડા વિચારો થાય ના? કર્મો કુડાં કયમ થાયરે?
કુતર્કને અલગો કરી પતિવૃત તમારૂં સાચવો?
આયુષ્ય અવધી આવતાં સ્વર્ગે સુખેથી સંચરો. ૩૨

**માતા**—ના બોધ વ્હાલો લાગતો ના શાન્ત મન મારૂં થતું.
ઉપાય કંઇ બીજો નથી કર શાન્ત મુજને એક તું.
હું માત તારી રે નથી, જનની ગઇ તુજ સ્વર્ગમાં.
ના બાધ કંઇ દિસે મને હઠીલાઇ તજ આ કર્મમાં. ૩૩

### ઉપેન્દ્રવજ્રા છંદ.

**પુત્ર**— આકાશ પૃથ્વી કદિ એક થાય, ?
અગ્નિ મહીં સીતલતા મનાય; ?
ઉદ્યોત જો પશ્ચિમ સૂર્ય થાય, ?
તથાપિ આ ટેક નહિ મુકાય. ૩૪

### ભુજંગા છંદ.

ભલેને કદિ શીશ મારૂં ઉડાવો,
ભલેને કદિ દેહથી પ્રાણુ જાઓ;
ભલેને કદિ, બ્રહ્મ આવે તથાપિ,
સધાએ નહિ સ્વાર્થ તારો કદાપિ. ૩૫



### —દોહરો.—

**માતા**— માન મુરખ સાચું કહું.
છેવટના બે બોલ
અધિક પ્રેમ થાશે વળી
અદકો થાશે તોલ. ૩૬

પુત્ર— આણુ મને છે દેવની
છેવટ અક્ષર એક
ક્રોડ ઉપાયે હું કદિ
તોડીશ નહિ મુજ ટેક. ૩૭

ક્રોધ ચડયો તવ કામની
વદી વચન તતકાળ
“ ચરિત્ર મુજ જો જે હવે
ખોટાં મુકું આળ. ૩૮

એમ કહી બૂમો ઘણી
પાડી તજી વિવેક
શેઠ સફાળા ઉઠીઆ
ધમાલ શું છે ? છેક ? ૩૯

પુત્ર તણા ઘરમાં ગયા
પત્નિ દીઠી ત્યાંય
પુત્ર ઉભો છે પાસમાં
કુલટા ? ઉભી જયાંય ૪૦

સ્ત્રી— કુદૃષ્ટિ મુજપર કરી
જુઓ પુત્રની જાત
રડી પડી શિર નામીને
કહેવા લાગી વાત. ૪૧

હું અબળાનું શું ગજું
કર્યાં બારણાં બંધ
કામ કહી તેડી મને
એ છે કામે અંધ. ૪૨

ક્રોધ ચડયો તવ તાતને
પુત્ર શું વદીયા વાણ
પિતાઃ— "આવાં કરમો તું કરે!"
"રે! દિકરો કે પા'ણ?" ૪૩

"નિકળ બ્હાર ઘરમાં થકી"
"કૃત્ય ભુંડાં કરનાર"
"ખબરદાર? ઘરમાં રહ્યો"
"થાતાં પ્રાતઃકાળ." ૪૪

"વિદ્યા પૂરણ શીખવી"
"જ્ઞાન દીધું શુભ પેર"
"છેવટના પરિણામમાં"
"ઘરમાં ઘાલ્યું વેર" ૪૫

પુત્ર વચન વદવા ચહે
"ચુપ ચુપ" કહેતા તાત
કુલટાને તાબે હતા
કોણ સુણે એ વાત. ૪૬

તુચ્છકારી નિજ પુત્રને
પિતા ગયા ઘર માંય
રાણી ! પણ સાથે ગયાં
ઝેર ધરી મનમાંય. ૪૭



—હરિગીત.—

વાણી સુણી નિજ તાતની અંતર ઘણું અકળાય છે,
ચક્ષુ ભરાયાં નીરથી "હા ? હૃદય ફાટી જાય છે"
"ઓ ? માત તું રે ક્યાં ગઇ ? મૂકી મને દુઃખીયો કર્યો"
"મુજ તાત દુષ્ટા સંગથી નિજ પુત્ર શું કજીઓ કર્યો" ૪૮
"વ્યભિચાર આળ ચઢ્યું શિરે મુજ તાત ફિટકારી ગયા"
"પણ સાચ જુઠની શાક્ષીએ છે રે પ્રભુ ? તારી દયા"
"સંસારમાં ના છે સગું ? અંતર ખુલાસો ક્યાં કરૂં ?"
"પરમેશ તારા ચરણમાં મુજ શિશ આવીને ધરૂં ?" ૪૯
વિચાર કરતાં પુત્રને રજની સૌ વિતી ગઈ
ઉઠી પ્રભાત વિષે પડયો નિજ તાતને ચરણે જઇ
"અપરાધ મારો છે વસ્યો તમ ઉરમાં આખર પિતા"
"પણ છે નહિ એ ન્યાય, છે અન્યાય ખુલ્લો રે પિતા?" ૫૦
ક્રોધે ભરી કુલટા વદી "સૌ વાત જુઠી તાહરી ?"
"આવી બચાવી શેઠજી ઇજ્જત જતી જે માહરી"

"અપરાધ પૂરણુ રે ? કરી થઈ ચોર બીજાને કહે"
"જા ? દુષ્ટ ? અહીંથી દૂર ? તારી વાત શેઠ ન સાંભળે ?" ૫૧
શેઠાણીએ નિજ સ્વામિને ઢંઢોળો કે' "જાગો હુવે"
"આ મૂર્ખને દીયો રજા કે થાય છુટકારો હુવે"
અપરાધ ગણીયો પુત્રનો શેઠે તજ્યો નિજ પુત્રને,
દુષ્ટા મળી ત્યાંથી અરે ? વણુસાડીયું ઘર સુત્રને ? ૫૨



## —ચોપાઇ—

તજ્યો પુત્ર બેઉ સુખીઆં થયાં,
દિન કેટલા એમ જાયે વહ્યા.
શેઠ જમી દુકાને જાય,
પણ ધંધો કાંઇએ નવ થાય. ૫૩

ધંધાની ખટપટ બહુ હતી,
હુંડી બહુ આઘેરી જતી.
તેની કોણુ તપાસજ કરે,
વગર વિચારે નાણાં ભરે. ૫૪

ખટપટીઆ મ્હેતા છે ઘણા,
ચોરીમાં રાખે ના મણા.
અવળા વેપારે ધન જાય,
જેને ફાવે તે લઇ જાય. ૫૫

શશિકાન્તની ધાકજ હતી,
દમડી એક ન અવળી થતી.
ચતુર થઈ ચોગરદમ ફરે,
સઘળે જઇ તજવીજો કરે. ૫૬

શેઠ શિરે નવ રહેતો ભાર,
સઘળામાં રહેતો તૈયાર.
પુત્ર ગયાથી લાગ્યું દુઃખ,
શેઠ તણું કરમાયું મુખ. ૫૭

શેઠ તણી એવી છે ગતિ,
રૂપાળી શું કરતી કૃતિ.
શેઠ બિચારા ના કહે કશું ?
શેઠાણીને મન ઠીક વશ્યું. ૫૮

શેઠ રહે દિવસે ઘરબહાર,
મન ગમતી ઘર ઊડે બહાર.
નવીન વસ્ત્ર નવલો શણગાર,
પે'રી જાએ નવીન બજાર. ૫૯

તેલ ફુલેલ લગાવે શિર,
રોજ નવીન જોઇએ છે ચિર.
શેઠ કદિ જો કહેતા સાર,
તેના ઉત્તર દેતી બાર, ૬૦

ગામ બહાર છે મંદિર એક,
શેઠાણીને જાવા ટેક;
જઇ બેસે નિત સેવા કાજ.
રાજી થાય ઘણું મહારાજ. ૬૧

એમ કરતાં ત્યાં લાગી પ્રિત,
રમત રમાતી અવળી રીત.
હસી રમી નિત આનંદ કરે,
વિધ વિધ નૌતમ ક્રિડા કરે. ૬૨

પ્રસાદ પુર આપે મહારાજ,
લઇ આવે તે સ્વામિકાજ.
હરનિશ આ કૃતિ ચાલી રહી,
શેઠ વિચાર કરે મનમહીં. ૬૩
ભેદ નવિન આ કંઇ દેખાય,
કરી તજવીજ કરવો ઉપાય.



—દોહરો—

શેઠ સુતા રાત્રિ પડી,
નિદ્રા નાવે લેશ,
ઢોંગ કરી સુઇ રહ્યા,
જોતા સઘળો વેશ. ૬૪

મધ્યરાત્રિ વીતી ગઇ.
નાર થઇ તૈયાર.
નવરંગી ચિર પે'રીયું,
સોળ સજ્યા શણગાર. ૬૫

જાણ્યું શેઠ ગયા સુઇ,
આવું જઇ તત્કાળ.
પ્યાર કરી પાછી ફરૂં,
થાતાં પ્રાતઃકાળ. ૬૬

ચાલી પૂર ઝપાટથી
વાળી જુએ ન પીઠ;
આવી દરવાજે ઉભી
ખાવે નજરે દીઠ. ૬૭

શેઠ ઉઠી પાછળ પડયા
પાછળ પાછળ જાય;
અંધારૂં રજની તણું
તેથી નવ દેખાય. ૬૮

મંદિર ભીંત પછીતની
ઉભા થઇને સ્વસ્થ
ચકિત થઇ ધન નંદને
પોતે ઘશીયા હસ્ત ૬૯

શાણા શેઠ વિચારીયું
મારૂં જઇને ઠાર
પણ હું છું અહીં એકલો
પડશે મુજ પર માર? ૭૦

નારી ને મહારાજની
સાંભળવાને વાત
શાન્ત કરી મન સ્થિર ને
જોતા સઘળો ઘાટ. ૭૧

બાવો કહે "સુણ સુંદરી
રહો તમે મુજ પાસ",
દિનરાત્રિ સુખ માણશું
નવ જાશો તમ વાસ. ૭૨

ઉપાય તુજ સ્વામિતણો
કરી આપું તત્કાળ,
સુતા પછી ઉઠે નહિ
નાવે તુજ શિર આળ. ૭૩

એક જડી મુજ પાસ છે
તે આપું હું આજ,
કાલે જોજે પારખું
થાશે તારૂં કાજ." ૭૪

શેઠાણી કહે "વ્હાલૉડા !
છો તમ મારા પ્રાણ ?
બુઢ્ઢાને વળગી રહે ?
અંતર દુ:ખની ખાણ ? ૭૫

પારપતે એ પાપ તો ?
સુખ અંતરમાં થાય ?
મન, અંતર, તન, ધન, બધું,
સ્વતંત્ર સૌ થઇ જાય ! ૭૬

મોજ કરો મન માનતી
કરો રંગ ને રાગ,
જોગી મટી ભોગી બનો
"મુકો જોગમાં આગ." ૭૭

સુંદરીને કર મૂળીયું
આપી કરી વિદાય,
શેઠ તુરત ચેતી ગયા
પહેલા ધરીયા પાય. ૭૮

પોલીસ ચોકીમાં ગયા
હકીકત કહી તમામ
"પ્રાત:કાળ પધારજો"
"મૂકી સઘળાં કામ." ૭૯

" તે પહેલાં સાધુ ઘરે "
" ઘડીઆવો સૌ ઘાટ "
" બાંધી કરજો બેવડો "
" તો જાયે ઉચ્ચાટ. " ૮૦

જઈ ઘરમાં સુતા પછી
આવી ઘરમાં નાર,
જાણ્યું શેઠ ન જાગીયા
એ પ્રભુનો ઉપકાર. ૮૧

પ્રભાતમાં ઉઠી કરી
કરતા શેઠ વિચાર,
ખેદ થયો બહુ મન વિષે
દેખાડે નહિ બ્હાર. ૮૨

સ્નાન કરી ભોજન કર્યું
નવ ભાવ્યું કંઇ અન્ન,
રૂપાળી કહે શેઠજી
" ઉદાસ ક્યમ છે મન ? " ૮૩

ભોજન કંઇ કરીયું નહિ
મન રાખો દિલગીર,
શું થાએ મુજને કહો
ધરી હૃદયમાં ધીર, ૮૪

વેપારે શું ખોટ ગઈ?
કે સાંભરીયો પુત્ર?
શો વ્યાધી અંતર થયો.?
માંડી કહો જે સુત્ર." ૮૫

વદે શેઠ "સુણ નાર તું
સ્વપ્ન થયું મન આજ,
તેથી દિલ ઉદાસ છું
નવ ગમતું કંઇ કાજ." ૮૬

સુખે વદો મુજ સ્વામિજી
સ્વપ્ન તણી એ વાત
રોગ મટે અંતર તણો
સુખની થાએ વાટ. ૮૭

× × × ×

" બિહામણું જંગલ હતું "
" ગયો તેહ મોઝાર "
" પર્વત, નદી, વન પ્રાણીઓ "
" વૃક્ષ તણો નહિ પાર " ૮૮

" શિબીર એક જંગલ વિષે "
" હતું મહા વિશાળ "

" સાધુ એક રહે તહાં."
" ભુંડા કરી વિચાર." ૮૯

" અંધારી રાત્રિ વિષે"
" આવી ત્યાં એક નાર"
" વિવેક મૂકી બાજુએ"
" ગોઠ કરે અવિચાર." ૯૦

" સાધુને નારી કહે"
" સાંભળ પ્રીતમ વાત"
" તમ વિણુ ઘર નવ ગોઠીયું"
" આવી રાતો રાત." ૯૧

" આ રીતે રજની વિષે"
" રોજ ક્રીડ જો થાય"
" ચેતે સ્વામિ માહ્યરો"
" પોગળ ખુલ્લું થાય" ૯૨

" માટે કંઇ ઉપાય જો"
" હોય તમારી પાસ"
" દેખાડો મુજને હવે"
" તો જાયે આ ત્રાસ." ૯૩

" એમ સુણી સાધુ વદે "
" લે આ આપું મૂળ. "
" સ્વામિનું સ્હેજે જશે "
" નડતું તુજને શૂળ. " ૯૪

" આપ્યું મૂળ ગઇ સુંદરી "
" વિચાર મુજને થાય "
" મહાપાપી આ નારનો "
" ઉધાર કઇ પેર થાય ? " ૯૫

" હૃદય ચિરાતું તે થકી. "
" સંતાપ્યું મુજ મન "
" ઊંઘ બધી ઊડી ગઇ "
" ગયું સરવ એ વન. " ૯૬

" રૂપાળી આ વાતથી. "
" ચકિત હૃદયમાં થાય "
" વિસ્મયતા વ્યાપી રહી "
" શબ્દ ન કંઇ ઉચરાય " ૯૭

" પણ કહેતી નિજ નાથને "
" સ્વપ્ન તણી એ વાત "
" સાચી કદીએ હોય ના "
" મૂકી દો પંચાત " ૯૮

" ક્રોધ ચડયો તવ શેઠને "
" શું આ ખોટી વાત ? "
" નજરે દેખાડું તને "
" હૃદય તણો આઘાત. " ૯૯



## —હરિગીત.—

" આઘાત અંતરનો બતાવું જો હવે શું થાય છે ? "
" છે મૂળ એ તુજ પાસ તારા હસ્તમાંજ જણાય છે "
" ચમકી ઘણું અંતર મહીં રે ? ભૂલ આ શી મેં કરી ? "
" ખુલ્લી થઇ છે વાત મિથ્યા થાય મારી બાકરી " ૧૦૦

" પોલીસ પ્રાતઃકાળમાં આવ્યા હતા નિજ બારણે "
" સ્વાધિન કીધી તેહને આવ્યા હતા જે કારણે "
" ઉપરી હતા જે તેહમાં બોલ્યા મુખે " સુણ સેઠજી "
" આ કેસ રત્નપુરી જશે મહારાજ પાસે ઠેઠજી " ૧૦૧

" બાવાજીને સ્વાધિન લીધા આજ પ્રાતઃકાળમાં "
" ત્યાંથી ફરી પાછા અમે આવ્યા છીએ સૌ હાલમાં "
" તમ કાલ તૈયારી કરો જાવાજ રત્નપુરી વિષે "
" ઝગડા તણા સૌ થાય ચૂકાદા જ્યહાં કોરટ દિસે " ૧૦૨

" શેઠે કહ્યું તમ જાવ નિશ્ચય હું તહાં હાજર થઉં
" લઇ જાવ અહીંથી દૂર આ દુષ્ટા દિસે પાપી બહુ "

"ચોકી વિષે લઇ ચાલીયા બંધન કરી હાથે કડી"

"કરી કેદ જ્યાં સાધુ હુતો, સૌ ધારણા ધૂળમાં મળી."૧૦૩



—દોહરો.—

શેઠ પડયા ઘર એકલા, વિધવિધ કરે વિચાર;

પુત્ર ગયાના શોકમાં, વહેતી આંસુ ધાર. ૧૦૪

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો—એ લય.

અરરર ? પુત્ર તું ક્યાં ગયો, કીધો દેશ નિકાલ;

વિચાર ના કર્યો અંતરે, મારા શા થાશે હાલ ? અરરર. ૧૦૫

સ્ત્રીલંપટ થઇ મેં કર્યું, પાપી અઘોર કામ;

પુત્ર વિના જગમાં હવે, મારૂં જીવ્યું ધિક્કાર. અરરર. ૧૦૬

ગુણ તારા હૃદયે થકી, નથી ખસતા લગાર

રત્ન ગયું રંક હાથથી, ખોઇ બેઠો ગમાર. અરરર. ૧૦૭

સર્વસ્વ ધન મારૂં ગયું, ગઈ નારી ને બાળ;

લગન કર્યું મૂરખાઇમાં, આવા થાવાને હાલ ? અરરર–૧૦૮

પુત્રવિવા'નું શું થશે ? આપવો શું જવાબ ?

કન્યા રઝળતી મેં કરી, નથી પાપનું માપ–અરરર ૧૦૯

ક્યાં જઇ આ કથની કથું, નથી એકે ઉપાય;

અધવચ વ્હાણ ડુબીગયું, ડુબ્યાં વર્ષ બધાંય.–અરરર ૧૧૦

દશરથની થઈ જે ગતી, કીધી મારી તેં તેમ;
દયા કરો હે ? રામજી. કાંઇ રાખીને રેંમ–અરરર. ૧૧૧

—દોહરા—

સડવા દો શેઠાણીને, કેદ વિષે આવાર,
શશિકાન્તનું શું થયું ? તેનો કરો વિચાર—૧૧૨

તાત તણા ફિટકારથી, ખિન્ન થયું છે મન;
ગામ બ્હાર નીકળી પડયો, પેઠો ઘાડે વન.—૧૧૩

સૂર્ય અસ્ત પામી ગયો, છે અંધારી રાત;
વન પ્રાણી વિણુ ના મળે, એક મનુષ્યની જાત.—૧૧૪

અઘોર વનમાં આથડયો, ભાંગે કાંટા પાય;
ભૂખ તૃષાથી વ્યાકુળો, અંતર બહુ અકળાય.—૧૧૫

તે જંગલમાં રાનીઓ, વસે ઘણા અદ્દભૂત;
જંગલના પ્રાણી સમા, દીસે ચોકખા ભૂત.—૧૧૬

ટોળાંનાં ટોળાં ફરે, જંગલમાં અવશેષ;
ફરતી ટોળી એક ત્યાં, આવી નિઃસંદેશ.—૧૧૭

ભૂખ તૃષા ને થાકથી, નિદ્રા વશ શશિકાન્ત.
શુદ્ધ વિના સુતો પડયો, સ્થળ જ્યાં છે એકાન્ત.—૧૧૮

દીઠો નજરે બાળને, મગ્ન થયા સૌ કોય,
દૈવે આ દેખાડીયો, ભોગ તણી કરી સોય.—૧૧૯

ઊજાણી કાલે થશે, હરખ્યા સરવે જન;
ધીમેથી ઉપાડીયો, લઇ જાવા ભૂવંન.—૧૨૦

પ્રભાતમાં ઉઠયા સહુ, વૃદ્ધ, બાળક, જુવાન;
આનંદ ઉરમાં લાવીને, ધરતા દેવનું ધ્યાન.—૧૨૧

શશિકાન્ત જાગી ઉઠયો, નજર કરી ચો મેર;
રાની જન દીઠા સહું, ઘાલી બેઠા ઘેર.—૧૨૨

પૂછે કાન્ત સુણો સહુ, કોણુ તમે છો ભાઇ;
શા માટે લઇ આવીયા ? કરીને આમ ઠગાઇ—૧૨૩

મુખ્ય હતો જે ટોળીમાં, મુખે વદીયો વાણ;
"ગભરામણુ શી છે ? તને, શું કરવું છે જાણુ ?"—૧૨૪

મન મુઝવણુ પેઠી ઘણી, વિમાસતો મન માંય;
"શું ધાર્યું તેં શ્રી હરિ રે! આ જંગલમાંય ?—૧૨૫

"પ્રભુ તમારા નામનો, છે મુજને આધાર;
"સંકટથી ઊગારજો, રે ? પ્રભુ કરજો વ્હાર."—૧૨૬

હિંમત રાખી મન વિષે, હૃદય પમાડયું શાન્ત;
દાતણુ કરી નાહ્યા પછી, કર્યું ભોજન શશિકાન્ત.—૧૨૭

ફળ મૂળ આરોગ્યા પછી, થયાં જહાં મધ્યાન;
ટોળીના સો માણુસો, આવ્યા જયાં શશિકાન્ત.—૧૨૮

ગામ સિમાડે દેવીનું, છે મંદિર વિશાળ;
શશિકાન્તને સાથમાં, લઇ આવ્યા વિકરાળ.—૧૨૯

જોઈ ભયાનક ભૂમિને, હૃદયે ના રહી ધીર;
હિંમત હારી છેવટે, પૂછે રે ? નરવીર.—૧૩૦

મુખ્ય હતો ટોળી તણો, તેને પડીયો પાય;
કહો મુજને જે સત્ય હો, કયમ લાવ્યા અહીંઆય—૧૩૧

કહે મુખી સુણ માનવી, લાવ્યા આ મંદીર;
ભોગ ધરાવા દેવને, સુખથી આપો શિર.—૧૩૨

શશિકાન્ત સમજ્યો સહુ, મ્હોત થશે નિરધાર;
ઉગરવું શી પેરથી ? પ્રભુ તણો આધાર.—૧૩૩

---

( દાસ પરે દયા લાવો રે......એ લય. )

વા'ર કરો પ્રભુ મારી રે............વા'ર કરો પ્રભુ (૨)
દયાળુ દેવા વા'ર કરો પ્રભુ મારી.... .... ....

પિતાજીથી વિખુટો થઇને,
જંગલનાં દુઃખડાં સહીને....(૨)
અધવચ શું આખર ? આવી મારીરે. દયાળુ. ૧૩૪

ઘરની જંજાળ છોડી,
તજી મેં સૌ માથાફોડી...(૨)
ધારણુ કરી રાખી પ્રિત તારી રે. દયાળુ. ૧૩૫

દુષ્ટો આ મારી ખાશે,
બદનામી તારી થાશે....(૨)
મિથ્યા આ જીંદગી જાશે મારીરે. દયાળુ. ૧૩૬

યમના દૂતોના જેવા,
ઊભા છે કાળ જેવા....(૨)
દુષ્ટોની દુરમત દેખું ભારી રે. દયાળુ. ૧૩૭

સતી તણાં ચીર પૂર્યાં,
સૂર આદિ ભક્તો તાર્યા....(૨)
પત્થરની અહલ્યા નારી તારી રે. દયાળુ. ૧૩૮

સેવકની સુણો આ અરજી,
વારે ધા વિઠ્ઠલ વરજી....(૨)
છો દીનજનતારક આપ મોરારીરે. દયાળુ ૧૩૯



—દોહરા.—

સ્તુતિ કરી વિરમ્યો જદા, કોપ્યા રાની લોક;
મૂરખ શું બકવા કરે ?, પાડી મ્હોટી પોક. ૧૪૦
ધાર્યું અમ અંતર વિષે, તે થાશે નિરધાર;
મિથ્યા ફાંફાં માર મા, કોઇ ન કરશે વ્હાર. ૧૪૧
ઊજાણી કરશું અમે, ધારી પૂર ઉમંગ;
અમ અંતર રાજી થવા, આ જ રચ્યો છે રંગ. ૧૪૨

કહી ખડગ હાથે ધર્યું, ઊગામ્યું કરી શોર;
શબ્દ ભયાનક ત્યાં થયો, ભડકયા આ સૌ ચોર. ૧૪૩
ઝાલી કર અટકાવીયો, આવીને નર રાજ;
કહે ભૂપ આ શું કરો? છેક તજીને લાજ. ૧૪૪
ભૂપતિને સૌ ભાળીને, દૂર ખસ્યા સૌ જંન;
પાય પડયા પૃથ્વી વિષે, નિર્દય રાની જંન. ૧૪૫
ધાક ઘણી રાજા તણી, થર થર થાય શરીર;
હિંમત છે ના બોલવા, ? (તો) શાની થાય દલીલ? ૧૪૬
એકે એકે ત્યાં થકી, પગલાં કીધાં દૂર;
માત્ર એક ઊભો રહ્યો, ખડગ ગ્રહ્યું જે ભૂર. ૧૪૭
લઇ રાજા નિજ હાથમાં, શસ્ત્ર હતું જે પાસ;
મૂકી મસ્તક છેદીયું, તેનો કીધો નાશ. ૧૪૮
ચમત્કાર આ જોઇને, સ્તબ્ધ થયો શશિકાન્ત;
ભાન સઉ ભૂલી ગયો, ઊભો છે એકાન્ત. ૧૪૯
મરણ થયું જ્યાં રાનીનું, સંતોષ્યું નિજ મંન;
પડીયો જઇને ચરણમાં, પૃથ્વી નામ્યું તંન. ૧૫૦
રાજાએ નિજ હસ્તથી, ઊઠાડયો કરી વ્હાલ;
ધીમેથી રાજા પુછે, તેને પહેલો સ્વાલ. ૧૫૧
"કોણ ગામ કોણ જાત છો, કવણ અર્થ આ વંન;
જો હરકત નવ હોય તો, કહો એ વાત સજંન." ૧૫૨

શાન્ત થઈ શાશ ઉચ્ચરે, " છો મુજ તારણ-હાર;"
" જંગલમાં આવી પ્રભુ, ? ભલી કરી મુજ ૦દ્ધાર. ૧૫૩
" વણીક તણો છું બાળ હું, ઉત્તમ મારી જાત;
" વેપારે નીકળી પડયો, દિન થયા છે સાત. ૧૫૪
" રાત્રી થઇ સુતો હતો, વૃક્ષ તળે થઇ સ્વસ્થ;
" ક્ષુધા તૃષા ને થાકથી, મળી ગઈ બે ચક્ષ. ૧૫૫
" કોણુ સમથ આવ્યા હશે, ભમતા ભમતા ભૂર;
ઉપાડી અહીં લાવીયા, જાણ્યું ઉગ્યો સૂર. ૧૫૬
" પૂછ પરછ કીધી ઘણી, દાદ ન સુણતા કાન;
મનથી મેં નિશ્ચય કર્યો, નક્કી થાશે હાણુ. ૧૫૭
" ખાન પાન દીધું ઘણું, ખામી ન રાખી કાંઈ;
મધ્યાને લઈ આવીયા, વાતો સો સમજાઇ. ૧૫૮
" પ્રભુ તણા દરબારમાં, અદ્ભુત ન્યાય કળાય;
મ્હોત તણા પંજા થકી, ઊગાર્યો તમ રાય. ૧૫૯
" પ્રભુ તણા પ્રેર્યા થકા, અહીં પધાર્યા આપ;
અણીશુદ્ધ ઊગારીયો, એ ઉપકાર અમાપ. ૧૬૦
મધુર વચન સુણી રાયજી, હૃદય હવો ઉછરંગ;
" પુત્ર સમો પાળું તને, ચાલ હવે મુજ સંગ. ૧૬૧
શશિ તણું મન હરખીયું, કષ્ટ તણું ગયું મૂળ;
" પાપ બધાં પ્રક્ષય થયાં, દુઃખની ભાગી શૂળ. ૧૬૨

“ કહે રાજા તૈયાર થા, અશ્વે ચઢ મુજ સાથ;
અશ્વારૂઢ પોતે થઇ, બેસાડયો ધરી હાથ. ૧૬૩
સાંજ પડી સૂર આથમ્યો, પેઠા નગર મોઝાર;
જઇ મહેલે શોભાવીયો, પુરપતિએ તોખાર. ૧૬૪
પોઢયા રાત્રી પ્રેમથી, ઉઠયા પ્રાતઃકાળ;
સ્નાન ધ્યાન પરવારીને, જમીયા ભોજન થાળ. ૧૬૫
રાજા જઇ દરબારમાં, ઉત્તમ આપે ન્યાય;
શશિકાન્ત રાજા કને, રહીને કરતો સ્હાય. ૧૬૬
નિપુણતા નિત દાખવે, દિન દિન વાધે પ્રેમ;
મન હરખે રાજા તણું, તન સમ રાખે રેમ. ૧૬૭
મહેલ દીધો પોતા તણો, અલગ હતો જે ખાસ;
રાજ્ય તણા ખરચે દીધા, દ્રવ્ય અને વળી દાસ. ૧૬૮
દરમાયો રૂડો દીધો, દરિદ્રતા થઇ દૂર;
શોક કલેશ સઘળા ટળ્યા, રહે આનંદે પૂર. ૧૬૯
રાજમાન દરબારમાં, દ્રવ્ય તણી નહિ ખોટ;
પુરપતિની છે મહેર જયાં, દુઃખની કયાંથી ચોટ? ૧૭૦
મહેલ પાસ એક વણીકનો, ઉત્તમ શોભે વાસ;
પુત્રી તેની વિમળા, રહેતી મન ઉદાસ. ૧૭૧
તે જોઇ શશિકાન્તને, હ્રદય થતોજ વિચાર;
“આ અબળા દીસે દુઃખી, છે શરમાળ અપાર.” ૧૭૨

એક દિવસ ઝરૂખે ઉભાં, બન્ને સામાસામ;
દુઃખી હૃદય શશિ જોઇને, ખિન્ન થયો તે ઠામ. ૧૭૩
સુક્ષ્મ શબ્દ ઉચ્ચારથી, ઉચરે શશિ વચંન;
"વિમળા તમ સાચું કહો ઉદાસ કયમ છે મંન?" ૧૭૪
સમજાવો એ ભેદ તો, થાયે કંઇક ઉપાય;
નિત ગાળો આ દેહને, તેથી શું સમજાય? ૧૭૫
મન હરખ્યું અબળા તણું, સ્મિત કરી નિજ મુખ;
કરાર કંઈ અંતર થયો, હૃદય પમાડયું સુખ. ૧૭૬
વદું વચન તમ આગળે, અંતર ઉઠે જવાળ;
સાર્થક મારૂં શું સરે, વાત તણો શો માલ. ૧૭૭
પાડોશી છો માહરા, દેખી મન હરખાય;
હૃદય ઠરે છે માહરૂં, જોઇ જોઇ તમ કાય. ૧૭૮
એટલામાં વિમળા તણી, દાસી આવી ત્યાંય;
બાઈ તમારા તાતજી, તેડે બેઠા જ્યાંય. ૧૭૯
ઉઠી ઝટ ઉભી થઇ, શશિને કર્યા પ્રણામ;
નીચે આવી તાતને, પંડે કર્યા પ્રણામ. ૧૮૦
"તાત કહો શું માહરૂં, પડીયું છે કંઇ કામ?
આજ્ઞા શિરા ચડાવીશું, હાજર આઠે જામ. ૧૮૧
મુખ કરમાયું તાતનું, દીઠા હૃદય ઉદાસ;
"શા કારણ દુઃખ તાતજી, હું રહીછું તમ પાસ, ૧૮૨

માત મરી ગઇ માહ્યરી, સંભારે શું થાય ?
દુઃખ એ છે તમ હ્રુદયનું, કંઇ ના અન્ય કળાય. ૧૮૩
તમ દુઃખથી મુજ અંતરે, ઊઠે અગ્નિ જ્વાળ;
કહો સાચું શા કારણે ? અંતર પીડા સાલ. ૧૮૪
તાત કહે સુણ દીકરી, તુજને શું કહું ? વાત;
કૂવે પડવા જાય તું, ઉલટી થાયે ઘાત. ૧૮૫
વિમળા તવ વાણી વદી, આણ મને છે તાત;
કહો મુજને નિશ્ચે હવે, તરત હવે એ વાત. ૧૮૬
શશિ-કાન્તને શોધવા, દુત ગયા'તા જેહ;
મિથ્યા સૌ પાછા ફર્યા, નિરાશ થઇને તેહ. ૧૮૭
સુણી શબ્દ મૂર્છા થઈ, ધરતી ઢળીયું તંન;
સમજાવે ઘણું તાત પણ, કરવા માંડયું રૂદન. ૧૮૮
"માત તજી ગઇ મુજને, નીકળે ના મુજ પ્રાણ;
વ્યર્થ બધું જીવ્યું થયું, જયાં નવ મળીયા "પ્રાણ." ૧૮૯
સાંજ પડી દિન આથમ્યો, સૂરજ બેઠો મેર;
નૌતમપુરથી આવીયા, ધનનંદન શુભ પેર. ૧૯૦
મિત્ર મળ્યા પૂછી ખબર, ખિન્ન થયાં સૌ કોય;
વિમળા મન શોકે ભર્યું, જોઇ સ્વસુરને રોય. ૧૯૧
કહે મિત્ર આ શું કરો ? શું દુઃખ પ્રગટ્યું મન; ?
અમ આવેથી તમતણું, હ્રુદય થયું શું ખિન્ન ? ૧૯૨

પ્રાણુલાલ કહે છે સુણો, ધનનંદન મુજ વાત;
ખોળ કરી ચારે દિસે, નવ મળી શશિની જાત. ૧૯૩

હ્રદય દુઃખવ્યું તે થકી, મુજ તનયા અકળાય;
સંતાપ્યું તન તે થકી, મન મુઝવણુ બહુ થાય. ૧૯૪

સાચું કહેજો શેઠીયા, આપ પધાર્યા આજ,
કૃપા હુવી પરમેશની, મિત્ર કહો કંઇ કાજ ? ૧૯૫

ધનનંદન વાણી વદે, શું કહું મુખથી વાણુ;
લાજ ઘણી આવે મને, કરતાં હકીકત જાણુ. ૧૯૬

શાન શાન હેરાન થઇ, ક્યાં ? ભટકે મુજ તંન;
વૃદ્ધ પણે વનિતા વરી, ખોયું પુત્ર રતંન. ૧૯૭

નારી વશમાં ના રહી, મૂકી સો મરીયાદ;
છેવટમાં કરતી ગઇ, જન્મ જન્મની યાદ. ૧૯૮

દર્શનનો લ્હાવો લઇ, ? કરે અધર્મિ કામ;
ઘર સંસારે આખરે, પૂરણુ દીધો ડામ. ૧૯૯

પકડાવીને કેદમાં, આણી રાજા પાસ;
બાવાને પણ સાથમાં, આપ્યો કેદી વાસ. ૨૦૦

કાલ સવારે કેસ છે, ચાલો મારી સાથ;
પરિણામે શું નીપજે, જાણે દીનાનાથ. ૨૦૧

પ્રાણુલાલ કહે મિત્રને, હૃદયે ધરજો ધીર;
ન્યાયાધીશ નવો થયો, છે ન્યાયી નરવીર. ૨૦૨
વાતચીત કરતાં થયું, ભોજન સૌ તૈયાર;
જમીકરી સૌ પોઢીયાં, આનંદે શૈયાય. ૨૦૩



## —હરિગીત—

દુઃખી હૃદયને શાન્ત કરવા છો ભલે નિદ્રા કરે,
મન વાળીએ પળવાર પ્યારા કેદખાને શું કરે;
રાત્રિ ઘણી વીતી ગઇ નિદ્રા નથી કંઇ આવતી,
રૂપાળી મન શોકાગ્નિથી હા ? છૂટવા તલસાવતી. ૨૦૪
ઝબકી અને બેઠી થઇ સુસવાટ કંઇ એક સાંભળી,
બારીક નજરે ન્યાળીને ગાત્રે થઈ ગઇ પાંગળી;
ભૂજંગ દીઠો એક ત્યાં ત્રાસી ઘણું મનમાં અરે ?
નિશ્ચય થયું હા ? મોત હા ? જાવા નથી કંઈ માર્ગરે ? ૨૦૫
દરવાન તાળુ દઈ ગયા આખર થઇ આ દુર્દશા ?
દેખાય મુજને કાળ સમ આ સર્પ કરશે અવદશા ?
મૂર્છા થઇ ધરણી ઢળી સર્પે કર્યો પગ ડંશ રે ?
વ્યાપી ગયું વિષ અંગમાં બાકી ન રાખ્યો અંશ રે ? ૨૦૬
મરતાં સ્વમુખથી ઉચરી પ્રભુ રાખજે શરણે મને,
કર માફ સૌ પાપો બધાં વિનવું ગરીબડી થઇ તને;

રૂપાળીના અંતર વિષે બહુ વેદના વ્યાપી રહી,
કાલે સવારે શું થશે ? મારૂં અરે ? આ ભૂ મહીં ? ૨૦૭
કીર્તિ કલંકિત માહ્યરી રાખી હવે રે ? શું કરૂં ?
આ દૂષણે જીવ્યા થકી મરવું ભલું છે રે ખરૂં;
નિજ નાથને જે નવ ગણે નવ લાજ કંઇ દુનિયા તણી,
અવળાં કુકર્મો આદરે આવે દશાની આ ઘડી. ૨૦૮
કુછંદના છંદે ચઢી છળવા છકેલી જાય છે,
પણ અંતમાં આખર દશા આવી જ તેની થાય છે;
નિજ નાથને શરણે રહી સદ્દકૃત્ય કંઈ કીધું હતે,
આ દુર્દશાના ભોગના ભોગી થવાનું ના થતે. ૨૦૯
નાડી તણી નસ બંધ થઇ જીભ બંધ થઇ ગઇ બોલતાં,
એ પાપી હંસ ઉડી ગયો ખોખું પડ્યું છે ખોલતાં;
દરવાન દ્વાર ઉઘાડતાં શબ દેખી ભડકામણ થઇ,
સુતી પડી બ્હેબાકળી આ શી ગતી ? આની થઇ. ૨૧૦
લીલું થયું છે અંગ રગમાં ઝેર વ્યાપ્યું દેખીને,
આપી ખબર ઝટ જ્યાં હતા નિજ ઊપરી જન દેખીને;
અધિકારી આવી ત્યાં જુવે તો શુદ્ધ સાચી વાત છે,
આ સર્પને છે ડંશ નિશ્ચય નહિજ આતમઘાત છે. ૨૧૧
દરબારમાંથી આવીયો જાસૂસ રાજા પાસથી,
કેદી લઇ તેડે પધારો હાલ કેદી વાસથી;

બાવાજીના જઇ રૂમમાં જોતાં બધા છક થઈ ગયા,
કરી આત્મઘાત પડયા મુખેથી લોહીના રેલા વહ્યા. ૨૧૨
આ જોઇ ઝટ અધિકારી ત્યાંથી રાજ દરબારે ગયો,
રાજા અને શશિકાન્ત પાસે મરણ પોકારી રહ્યો;
રાજા અને શશિકાન્ત તો વિસ્મય થયા મનમાં ઘણું,
આ શો ગજબ ગાજી રહ્યો કારણ હવું શું તે તણું. ૨૧૩

રક્ષક વદે કેદી તણો ગુન્હો નથી મારો જરી,
રે ? બારણાં જ ઉઘાડતાં મુજ દૃષ્ટિએ આ સ્ત્રી પડી;
કોઇ સર્પનો છે ડંશ નિશ્ચય એજ મન મારે વશ્યું,
કયાંથી ! અને શી રીતથી ? કરડયો ? નહિ જાણું કશું.૨૧૪
બાવાજીએ નિજ હાથથી કરી ઘાત ઘાયલ થઇ પડયો,
જઇને ઉઘાડું દ્વાર ત્યાં તે પ્રાણહિણ થઇને પડયો;
અપરાધ કરીયો ઇશનો બન્ને જણાએ રે નક્કી,
અંતે રઝળતાં થઇ ગયાં કંઇ વાત પણ કીધી નથી. ૨૧૫

આપી ખબર અધિકારીને અપરાધથી છૂટો થયો,
પળવારમાં આપે પઠાવ્યો આ રહ્યો તે ખેપીયો;
શશિકાન્ત કે' જાવો તમે સૌ વાત પાછળથી થશે,
હાજર કરો અહીં શેઠને વેળા પછી વીતી જશે. ૨૧૬
આવી ઉભા નિજ પાસ જયારે શેઠ રે ! શંકા થઇ,
પળવાર મુખ જોઇ રહ્યો પણ સાબીતી ના થઇ કંઈ;

દેખાય એ મુજ "તાત" સમ વૃદ્ધાપણું લાધ્યું ઘણું,
પણ ભેદ ના સમજાય રે કંઇ કેસના કારણ તણું. ૨૧૭
વીતી ગયાં દશ વર્ષ ભૂલ્યા પુત્રને નવ ઓળખ્યો,
પણ પુત્રના વિયોગ દુઃખથી ફેસ કંઇ ફિક્કો પડયો;
સંસારના સંતાપથી કાયા અતિ દુર્બળ થઇ,
શક્તિ થઇ છે ક્ષીણ ને આંખો ઘણી ઊંડી ગઇ. ૨૧૭
કહે કાન્ત સુણજો શેઠજી કહેવું તમારે છે કંઇ,
ઇન્સાફમાં બાકી રહે શું ? છે દિસે બાકી કંઇ;
પરમેશ્વરે કીધી સજા ઈન્સાફ આખર એ થયો,
કીધાં હશે જે કૃત્ય તેવા ઘાવ ઇશ કરી ગયો. ૨૧૯
તમ દીલ દુર્બળ જોઇને મનમાં દયા પ્રગટે મને,
દુઃખ દીલનું કંઇ હોય તો સુખથી સુણાવો તે મને;
શા દુઃખથી દુર્બળ થયા શા માટ થઇ આવી વ્યથા,
નિશ્ચંત થઇ મનમાં તમે માંડી કહો સઘળી કથા. ૨૨૦

* * * *

દોહરો.

"ન્યાયાધીશ સુણો તમે, કહું કથની મુજ આજ;"
અંતર બહુ અકળાય છે, કહેતાં આવે લાજ. ૨૨૧
ઇંદ્ર સમા વૈભવ હતા, હતાં અલૌકિક ધામ;
કીર્તિની ખામી નહિ, પેઢી ગામે ગામ. ૨૨૨

પહેલી પત્નિથી થયો, પુત્ર રત્ન મુજ ઘેર;
ઘડપણ મારૂં પાળીયું, કીધી પ્રભુએ મહેર. ૨૨૩
પ્લેગ થયો તે પત્નીને, ગઇ સ્વર્ગમાં નાર;
સંસારે લોભાઇને, પરણ્યો બીજી વાર. ૨૨૪
સ્ત્રી લંપટ થઇ મેં અરે, ? કીધું પાપી કામ;
સમજ્યો નહિ છળમાં કંઇ, નવલી વહુનું કામ. ૨૨૫
કઠણુ વચન કહી પુત્રને, કરીયો દેશ નિકાલ;
ત્યાંથી બેઠી અવદશા, પડી માથે જંજાળ. ૨૨૬
મિલ્કત સૌ લુંટી ગયા, ગમ્યું જેહુને જેમ;
ખંખેરી ખાલી કર્યો, રહ્યા એમના એમ. ૨૨૭
રાજા કહે સુણુ શેઠીયા, કરી મૂર્ખતા કેમ ?
તપાસ કંઇ કીધી નહિ, પુત્ર તજાયો કેમ ? ૨૨૮
પછી હકીકત શું થઇ, કહો વર્ણવી વાત;
આધરાઇ અમ ટાળવા, પુર્ણ કરો તમ વાત. ૨૨૯
શશિકાન્ત પડખે રહ્યો, હૃદય થયું ઉદાસ;
મનમાં સમજી સૌ ગયો, પિતા પમાડયા ત્રાસ. ૨૩૦
શેઠ વદે રાજા સુણો, કહું છું આગળ વાત;
પુત્ર ગયો મૂકી મને, હૃદય થયો ઉચ્ચાટ. ૨૩૧
થોડા દિન વીત્યા પછી, નારી શત્રુ થઇ;
દેવ તણાં દર્શન મિશે, મળે સાધુને જઇ. ૨૩૨

પરસાદી ઘરમાં વધી, મુજ મન પ્રગટચો વે'મ;
કારણ શોધું તેહનું, નિશ્ચય કીધો એમ. ૨૩૩
રાત્રી થઇ સુતો જઇ, નિદ્રા નાવી લેશ;
સ્ત્રી પુઠે હું પણ ગયો, જાતે બદલી વેશ. ૨૩૪
જઈ બાવાને તે મળી, કરી કંઇ છુપી વાત;
એક મૂળ દઇ હાથમાં, ઘડીયો મારો ઘાટ. ૨૩૫
ચોકી પોલીસની હતી, નજીક નાકા પાસ;
જેનો વારો હોય તે, ચોકી કરતા ખાસ. ૨૩૬
તેણે દીઠો ખેલ આ, સમજયો સઘળો અર્થ;
સઘળી કીધી વાત ત્યાં, સમજાવ્યો સૌ અર્થ. ૨૩૭
સમજાવી ઝટ ઘર ભણી, પોઢયો પલંગ માંય;
સ્ત્રી આવી સૂઇ ગઇ, પોતાના ઘર માંય. ૨૩૮
પ્રાતઃકાળે પોલીસે, પકડી કીધી કેદ;
જકડી લાવ્યા સાધુને, કરતો સાધુ ખેદ. ૨૩૯
આપ હુકમથી આણીયા, બન્ને કેદી જન;
પુત્ર સોધ કરવા હવે, વન જાવા છે મન. ૨૪૦
વૃદ્ધપણે સંસારના, લોભી જન જે હોય;
આમ રખડતા થાય છે, નજરે નજરે જોય. ૨૪૧
પુત્ર તજયો મિલ્કત ગઇ, ગયા વાડી ને બાગ;
આ કુલટાના સંગથી, સંસારે થઈ આગ. ૨૪૨

વિવાહ કીધો પુત્રનો, પ્રાણલાલને ઘેર;
વિમળા પુત્રી તેહની, નિત્ય રૂવે નિજ ઘેર. ૨૪૩
સાથે લાવ્યો મિત્રને, જોવા આ સૌ ખેલ;
મૃત્યું પામ્યાં બે જણાં, (પતી ગયો) સૌ મેળ, ૨૪૪

શશિકાન્ત—

"ધીર રહે ના અંતરે, શંકા બહુ મન થાય;"
નામ, ગામ નક્કી વિના, કેમ પિતા કહેવાય? ૨૪૫
શેઠ તમારૂં નામ શું? કોણ તમારૂં ગામ?
પુત્ર ગયો પરદેશમાં, તેનું લ્યોને નામ. ૨૪૬
ધનનંદન મુજ નામ છે, નૌતમપુર મુજ ગામ;
ઘર અંધારૂં થઇ ગયું, વિના અરે? શશિકાન્ત. ૨૪૭
આસન તજી ઊભો થયો, મળ્યા પિતા મુજ આજ;
"અરે? પિતા હું આ રહ્યો, ધન્ય ઘડીપળ આજ." ૨૪૮
પાય પડી પૃથ્વી પડયો, નમીયાં આઠે અંગ;
પુત્ર ઉઠાડયો પ્રેમથી, લાવી પૂર્ણ ઉમંગ. ૨૪૯
રાજા પણ ઉભા થયા, ધરી હૃદે ઉછરંગ;
અજબ થાઉં આ જોઇને, અજબ થયો આનંદ. ૨૪૯
ધન્ય ઘડીપળ આજની, ધન્ય ધન્ય મુજ રાજ;
વિયોગ ફળ વેરાઇને, ધન્ય થયું સૌ કાજ. ૨૫૧

રાજા વચન વદે સુણો, ધનનંદન મુજ વાત;
ઉમંગ ઉર વાધ્યો મને, તે સુણજો સૌ વાત. ૨૫૨
વિમળા ને શશિકાન્તનો, વિવા’ તમોએ કીધ;
પિતા હતા તેથી તમે, એ લ્હાવો શુભ લીધ. ૨૫૩
પાલક હું છું એહનો, પુત્ર સમો છે એહ;
લગ્ન તણો લ્હાવો દીયો, તો શોભે મુજ દેહ. ૨૫૪
લગ્ન તણો લ્હાવો દઇ, કરો રાજી મુજ મંન;
પાલક હું એનો પિતા, એ છે મારો તંન. ૨૫૫
ધનનંદન કહે રાજવી, શા માટે જ મુઝાવ;
મુખત્યારી મારી નથી, હૃદયે રાજી થાવ. ૨૫૬
હુકમ કરો શિર માન્ય છે, એહ તમારો બાળ;
રક્ષક તેના આપ છો, આપ પિતા પ્રતિપાળ. ૨૫૭
રાજા કહે તવ સાંભળો, આજથી દશમે દિન;
શશિકાન્ત વિમળા તણું, કરીશ હું જ લગન. ૨૫૮
તૈયારી સૌ થાય છે, નચિન્ત રહેજો મન;
સુખે સિધાવો સૌ જનો, શશિકાન્ત ભુવન. ૨૫૯
પ્રાણુલાલ તમ પુત્રીના, પોંચાડું શણગાર;
કાલ સવારે આવશે, લઇને બે અસવાર. ૨૬૦
આજ્ઞા શિર ચઢાવીને, વિદાય ત્યાંથી થાય;
શશિકાન્તને બંગલે, સૌ જન ચાલ્યા જાય. ૨૬૧

પ્રાણુલાલ આવી ઘરે, તેડી પુત્રી પાસ;
અથેતિ સૌ માંડી કહ્યું, બન્યું હતું જે ખાસ. ૨૬૨
અજબ ઘણું વિમળા થઇ, કરે વિચાર અપાર;
કેવી અજાયબ રીતથી, મળીયા "પ્રાણાધાર." ૨૬૩
વિમળા સૂતી રાત્રીએ, ઉંઘ ન આવી લગાર;
પ્રાણપતિને ભેટવા, કયારે થાય સવાર. ૨૬૪
એમ કરતાં ઊંઘી ગઇ, ઊઠી પ્રાતઃકાળ;
સ્વાર લઇ રાજા તણા, આવ્યા ત્યાં શરણુગાર. ૨૬૫
પ્રાણુલાલ જઇ મિત્રને, મળીયા પ્રાતઃકાળ;
પુત્ર પિતા વાતો કરે, જઇ બેઠા તત્કાળ. ૨૬૬
અથેતિ સૌ માંડી કહી, વીતી સઘળી વાત;
નીર ભરાયાં નેત્રમાં, સુણી પુત્રની વાત. ૨૬૭
પ્રાણુલાલ કહે શેઠીયા, ઇશ્વર ધાર્યું થાય;
જગમાં જે ગાજી રહ્યો, અકળીત ઇશ મહીમાય. ૨૬૮
એમ ગુજાર્યા નવ દિનો, આનંદોત્સવ થાય;
પ્રાતઃકાળે લગ્નની, સૌ તૈયારી થાય. ૨૬૯
મંડપ રચીયો મોકળો, શોભાનો નહિ પાર;
શહેર સૌ ભેગું થયું, જોવાને તે વાર. ૨૭૦
મંડપની શોભા ઘણી, વર્ણન કરી ન જાય;
તે મંડપમાં લગ્નની, તૈયારી સૌ થાય. ૨૭૧

નગર તણાં નરનારીઓ, જોઇ જોઇ રાજી થાય;
વરઘોડો ફરી આવીયો, પેઠો મંડપ માંય. ૨૭૨
રાજાએ નિજ હસ્તથી, દીધું કન્યાદાન;
નગ્નજનો રાજી થઇ, ગાતાં મંગળ ગાન. ૨૭૩

દ્રવ્ય, વસ્ત્ર, ઘોડા અને, ગાય દીધી બહુ દાન;
ગોર, ગરીબો, ગાયનું, કરી દીધું કલ્યાણ. ૨૭૪

લગ્ન-વિધી પુરી થઇ, મંગળ ધોળ ગવાય;
ખાન, પાન, ખુબ આપીને, કર્યા સરવ વિદાય. ૨૭૫

—સવૈયા.—

રાજાએ વિદાય કર્યા સૌ, તેડાવ્યા પોતે જે ખાસ,
દઇ બક્ષિસ ઘટે જેમ જેને, આપી દીધા મે'લ અવાસ.
પુત્ર સમાન ગણીને પોતે, લગ્ન વિધી સૌ પૂરણ કીધ,
અધિક વધાર્યો પ્રેમ શશિ પર, સર્વ રીતથી સુખીયો કીધ.
ખાય પીએ સુખચેન કરે, રહ્યો રાજ્ય વિષે કરતો આનંદ,
પિતા સમાન ગણી ભૂપતને, નિત્ય રહે તે પરમાનંદ.

*    *    *    *

નાર સુલક્ષ જો પ્રભુ આપે, તો સંસાર તર્યો તે સાર;
મળે કદિ કુલટા નારી, તો, અગ્નિવત થાયે સંસાર.

નારીની નિષ્ઠુર કૃતિથી, રાજી નવ રહેશે ભગવાન,
કેદીની હાલત આવી ને, અંતે સર્પે લીધા પ્રાણ.

લંગોટાનાં લક્ષણ ન્યાળી, વાળી ગાંઠ કરો વિશ્વાસ,
ઢોંગી થઇ ધૂર્તે જગ સારૂ, સ્વાર્થે તકાસે દઇ વિશ્વાસ.

શશિ સમુ સદ્વર્તન રાખી, ટેક ધરી વિચરે સંસાર;
વિશ્વપતિ કરૂણા લાવીને, અંત સમે લેછે સંભાળ.

સાર ગ્રહી આ વાત તણો, ગુણ ગ્રાહક થઇ થાશો ગુણવાન.
એ અભિલાશ ધરે મન મોહન, અંતર આશ પુરે ભગવાન.



# અગાઉ ગ્રાહક થનાર ગૃહસ્થોનાં મુબારક નામો.

| નકલ. | નામ. | સ્થળ. |
|---|---|---|
| ૧૦૧ | શેઠ એમદઅલી લુકમાનજી બુટવાળા. | મુંબઇ |
| ૪૧ | શેઠ ઠાકરસી તેજુ લીલા કૉન્ટ્રાક્ટર. | ,, |
| ૨૧ | શેઠ સોજપાળ કાયા કંટ્રાક્ટર. | ,, |
| ૨૧ | શેઠ ખીમજી ખેરાજ ,, | ,, |
| ૨૧ | શેઠ વીરજી પેરાજ ઠક્કર | ,, |
| ૧૫ | રા. રા. કરસનદાસ ભાણુજી. | ,, |
| ૧૧ | રા. સા. મુળજી નારણુ ખેરાજ ઠક્કર. | ,, |
| ૧૧ | શા. ઇશ્વરલાલ પુરૂષોત્તમ. | ,, |
| ૧૧ | ના. નાગરદાસ ત્રિભુવનદાસ. | ,, |
| ૧૧ | દેસાઇ લલ્લુભાઇ ડાહ્યાભાઇ. | ,, |
| ૧૧ | બ્ર. ક્ષ. કલ્યાણજી હેમરાજ. | ,, |
| ૧૧ | શેઠ ફરામજી મેરવાનજી ડેરીવાળા. | ,, |
| ૭ | બ્ર. ક્ષ. રામચંદ્ર વેલજી. | ,, |
| ૫ | રા. અંબાશંકર ડાહ્યાભાઇ હલવદકર. | ,, |
| ૫ | રા. મંગળદાસ ન્હાનાભાઇ. | ,, |
| ૪ | રા. ચાંપસી ઘેલાબાઈ. | ,, |
| ૪ | વો. ગુલામઅલી ઉકાભાઇ, | ,, |
| ૪ | રા. અલીમામદ મેઘજી બુટવાલા. | ,, |
| ૪ | વો. ગુલામઅલી વલીજી લાકડાવાળા. | ,, |
| ૪ | શા. ફુલચંદ તલકચંદ. | ,, |

| નકલ. | નામ. | સ્થળ. |
|---|---|---|
| ૪ | રા. મોહનલાલ ગુલાબભાઇ. | મુંબઇ |
| ૪ | શા. ચુનીલાલ દયાળજી. | ,, |
| ૪ | રા. જમાલ કાળા હાસમ. | ,, |
| ૩ | બ્ર. ક્ષ. મંગળદાસ ન્હાનાભાઈ. | ,, |
| ૨ | રા. જેઠાલાલ મનસુખરામ. | ,, |
| ૨ | ,, મહમદઅલી વલીજી. | ,, |
| ૨ | ,, સાલેભાઇ મહમદઅલી. | ,, |
| ૧ | શેઠ મહેરવાનજી માણેકજી. એલ. સી. ઈ. | ,, |
| ૧ | રા. નંદકૃષ્ણ બાલકૃષ્ણ ત્રીવેદી. મ્યુ. ડે. એ. કલાર્ક. | ,, |
| ૧ | રા. ઝવેરભાઈ બકોરભાઇ પટેલ. કા. મ્યુ. ગુ. સ્કુ. હેડ. | ,, |
| ૧ | રા. રતિલાલ મંચ્છારામ શાહ હેડમાસ્તર. | માહીમ. |
| ૧ | ગં. સ્વ. ગુલાબબાઇ હરિભાઈ શાહ. કા. મ્યુ. ક. હેડમીસ્ટ્રેસ. | મુંબઈ. |
| ૧ | બાઇ ધનબાઇ ફરદુનજી. ભુ. લો. પ્રા. સ્કુ. હેડમીસ્ટ્રેસ | ,, |
| ૧ | બાઇ સારાબાઇ જીભાઇ પટેલ. ભુ. ક. સ્કુ. હેડમીસ્ટ્રેસ | ,, |
| ૧ | બાઈ મહેરબાઈ હોરમસજી. નંદકુંવર. સ્ત્રી. વ. હેડમીસ્ટ્રેસ | ,, |
| ૧ | બાઇ બાજીરાજ વખતસીંહ સી. પી. ટૅ. ક. સ્કુ. હેડમીસ્ટ્રેસ | ,, |
| ૧ | રા. મોહનલાલ ન્હાનાભાઇ પંડયા મ્યુ. ડ્રો. ટીચર. ગુ. | માહીમ |
| ૧ | રા. નથુરામ દેવશંકર દવે. બી. પી. જૈ. હા. માસ્તર | મુંબઇ |
| ૧ | રા. ધીરજલાલ ગીરધરલાલ મોદી. મ્યુ. મ્યુઝીક ટીચર. | ,, |
| ૧ | બાઇ હીરૂબાઇ પ્રાગજી. સરુ. મં. ૧ બો. સ્કુ. હેડમીસ્ટ્રેસ. | ,, |
| ૧ | ,, નારણદાસ ગંગારામ કંટ્રાક્ટર | ,, |

| નકલ. | નામ. | સ્થળ. |
|---|---|---|
| ૧ | ,, રામજીદાસ દામોદરદાસ ભૈયા. | મુંબઇ. |
| ૧ | ,, ઉમર હાજી જુસફ મેમણ. | ,, |
| ૧ | ,, મહમદ ઇબ્રાહીમ. | ,, |
| ૧ | ,, કેશવલાલ કાશીરામ. | ,, |
| ૧ | ,, ઉમરશી દેવસી. | ,, |
| ૧ | ,, દામોદર સોમજી. | ,, |
| ૧ | ,, મોતીલાલ શંભુરામ. | ,, |
| ૧ | ,, આગદઅલી હસનઅલી. | ,, |
| ૧ | ,, અબદુલકાદર અબ્દુલ હુસેન. | ,, |
| ૧ | ,, અબ્દુલહુસેન કરીમજી. | ,, |
| ૧ | ,, સરફઅલી અબ્દુલઅલી. | ,, |
| ૧ | ,, બાબુ દામોદર. | ,, |
| ૧ | ,, ચુનીલાલ ભવાનીશંકર | ,, |
| ૧ | ,, મફતલાલ મોતીચંદ, | ,, |
| ૧ | ,, દયાળજી દામજી. | ,, |
| ૧ | ,, ત્રીકમલાલ પાનાચંદ. | ,, |
| ૧ | ,, ઇબ્રાહીમ સુલેમાનજી. | ,, |
| ૧ | ,, ઇબ્રાહીમ સુલેમાનજી. | ,, |
| ૧ | ,, ઇસાભાઈ ઇબ્રાહીમ, | ,, |
| ૧ | ,, કયુમભાઇ અબ્દેઅલી. | ,, |
| ૧ | ,, નારણદાસ વાલજી. | ,, |
| ૧ | ,, અબ્દેઅલી સુલેમાનજી. | ,, |

| નકલ. | નામ. | સ્થળ. |
|---|---|---|
| ૧ | ,, ઇસુફ્અલી સુલેમાનજી. | મુંબઇ. |
| ૧ | ,, તાહેરભાઇ ફીકાભાઇ. | ,, |
| ૧ | ,, જગજીવન માણેકચંદ. | ,, |
| ૧ | ,, તૈયબઅલી સુલેમાનજી. | ,, |
| ૧ | ,, અબુબકર અબ્દુલલતીફ. | ,, |
| ૧ | ,, અબ્દુલકાદર કમરૂદ્દીન. | ,, |
| ૧ | ,, સીદ્દીક નુરભાઇ. | ,, |
| ૧ | ,, અબ્દુલાભાઈ અલીમામદ. | ,, |
| ૧ | ,, વેલજી ડુંગરસી, | ,, |
| ૧ | ,, જેઠાલાલ મનસુખરામ. | ,, |
| ૧ | ,, જગન્નાથ પુરૂષોત્તમ જોશી. | ,, |
| ૧ | ,, શામળદાસ નથુભાઇ શાહ. | ,, |
| ૧ | ,, સાલેભાઇ સરફ્અલી. | કલકત્તા |

